ભારતીય લોકસંસ્કૃતિ અને સાહિત્ય

# મહારાષ્ટ્ર :
# લોકસંસ્કૃતિ અને સાહિત્ય

સરોજિની બાબર
અનુવાદક
મૃણાલિની દેસાઈ



નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા નવી દિલ્હી

## અનુક્રમ


1. મહારાષ્ટ્ર પ્રદેશ અને મરાઠી લોકો 1
2. દંતકથા અને દૈવી કથા 13
3. પરંપરાગત રીતરિવાજ 22
4. વારતહેવાર અને મેળા 30
5. લોકસાહિત્ય – પદ્ય વિભાગ 41
6. લોકસાહિત્ય – ગદ્ય વિભાગ 56
7. લોકસંગીત અને લોકનૃત્યો 75
8. લોકકળા 86
9. પરિશિષ્ટ 93

# ચિત્રસૂચિ

1. પાવરા ભીલનૃત્ય માટેનો ખાસ મુગટ
2. નૃત્ય કરતી ચાડિયા આદિવાસી સ્ત્રીઓ
3. મંગળાગૌરીની પૂજા
4. ભવાની દેવીનું મુખ્ય મંદિર
5. કોળી લગ્નનું એક દૃશ્ય
6. હોળીની પૂજા
7. તાંબાનો કળશ અને શ્રીફળ લઈને પૂજા કરવા જતી યુવતી
8. દિવાળીની આરતી
9. મટકી ફોડતા યુવાનો
10. રંગોળી
11. વાસુદેવ
12. ઝિમ્મા
13. કુદરડી

# 1. મહારાષ્ટ્ર પ્રદેશ અને મરાઠી લોકો

પ્રાચીન સમયમાં દંડકારણ્ય નામે ઓળખાતો પ્રદેશ એ જ આજનું મહારાષ્ટ્ર રાજ્ય. મહારાષ્ટ્ર એટલે દેશને કાજે મરી ફીટતા શૂરવીરોનો દેશ, એ રીતે બધા એ પ્રદેશને ઓળખે છે. સહ્યાદ્રિની કોતરો ને કંદરાથી આખો પ્રદેશ કંડારેલો છે. સાગરે એની સીમાઓ રંગી છે. કાજળકાળી કુળદુપ ભૂમિએ એનું કાઠું બાંધ્યું છે. અહીંની પ્રજા મનની મજબૂત, વિચારે વ્યવહારુ છે. વીરોની રણહાકથી, દેશ-ભક્તોની ક્રાંતિ-ગર્જનાથી, સંતોની કવિતાથી, કળાકારોની અમર કળાકૃતિઓથી, સમાજસેવકોના સુધારાઓથી અને સૌની માનવતાથી મહારાષ્ટ્ર-મંદિરનો ખૂણેખૂણો ગુંજી ઊઠે છે. એવું આ મહારાષ્ટ્ર રાજ્ય ભારતના માનદંડ સમું ગણાય છે, તે સાર્થક છે.

મહા-રાષ્ટ્ર એટલે મહાન રાષ્ટ્ર, મોટો પ્રદેશ. ·મહારાષ્ટ્રનું પ્રાકૃત ભાષામાં 'મહારઠ્ઠ' એવું રૂપ મળી આવે છે. છઠ્ઠી સદીમાં લખાયેલા પાલિ ગ્રંથ 'મહાવંસ'માં મહારઠ્ઠ શબ્દ આવે છે. ખ્રિસ્તીસન પૂર્વે ત્રીજી સદીમાં થઈ ગયેલ મોગલિપુત્ત તિસ્સાએ બૌદ્ધ ધર્મ પ્રચારકોને મહિસમંડળ, વનવાસ અપરાંતક, મહારઠ્ઠ, યોન, સુવર્ણભૂમિ વગેરે દેશોમાં મોકલ્યા હતા. એવો ઉલ્લેખ 'મહાવંસ'ના બારમા પ્રકરણમાં છે. એમાંનું મહિસમંડળ એટલે નર્મદાતીરે આવેલ મહિષ્મવતીનો પ્રદેશ. વનવાસ એટલે ઉત્તર કર્ણાટક. અપરાંતક એટલે હાલનું કોંકણ અને મહારઠ્ઠ એટલે ઉત્તરમાં નર્મદા, પશ્ચિમમાં કોંકણ અને દક્ષિણમાં કર્ણાટક એવી સીમાઓ વચ્ચેનો પ્રદેશ હોવો જોઈએ.

સમ્રાટ અશોકના શાસનમાં એણે રાંરેટક (મહારાષ્ટ્ર), પેતનિક (પૈઠણ), અપરાંત (કોંકણ) વગેરે પ્રદેશોમાં ધર્મપ્રચારકો મોકલી આપ્યાની નોંધ છે. તેમ જ માર્કંડેય પુરાણ અને બ્રહ્મપુરાણમાં પણ 'મહારાષ્ટ્ર' આ દેશનામનો ઉલ્લેખ મળી આવે છે.

હાલ મહારાષ્ટ્ર રાજ્યમાં સાંગલી, સતારા, કોલ્હાપુર, રત્નાગિરી, થાણા, કુલાબા, અહમદનગર, પૂના, સોલાપુર, નાસિક, ધુળિયા, જળગાંવ, ઔરંગાબાદ, પરભણી, બીડ, ઉસ્માનાબાદ, નાંદેડ, યવતમાળ, આકોલા, ચંદ્રપુર, બુલઢાણા, ભંડારા, વર્ધા, નાગપુર અને અમરાવતી, આ જિલ્લા ઉપરાંત બૃહદ્ મુંબઈનો સમાવેશ થાય છે.

પશ્ચિમના સાગરતીરને સમાંતર સહ્યાદ્રિની ગિરિમાળા એ મહારાષ્ટ્રની વિશેષતા છે. સાતપુડા પર્વતની વનમાળા પણ આ ભૂમિ પર પથરાયેલી છે. કૃષ્ણા, ગોદાવરી, તાપી, પૂર્ણા, ચંદ્રભાગા, પંચગંગા, વારણા, કોયના, મૂળા, મુઠા વગેરે નદીઓએ આ પ્રદેશને ફળદ્રુપ બનાવ્યો છે.

પુરંધર, રાયગઢ, પ્રતાપગઢ, પન્હાળા, સિંહગઢ, તોરણા, દેવગિરી, સિંધુદુર્ગ, અહમદનગર – જેવા ભવ્ય દુર્ગમ દુર્ગોના કાંગરા મહારાષ્ટ્રના ઐતિહાસિક કાળનો વૈભવ છે, અને અજંતા વેરુળની ગુફાઓ એના સંસ્કારની સમૃદ્ધિ છે. પંઢરપુર, દેહૂ, આળંદી, વાઈ, વેરુળ, તુળજાપુર, ગાણગાપુર, કોલ્હાપુર, જેજુરી, રામટેક, ત્ર્યંબકેશ્વર જેવાં જાગ્રત દેવસ્થાનો સાથે હાફકિન ઇન્સ્ટિટયૂટ, ટાટા કૅન્સર રિસર્ચ સૅંટર, પેનિસિલીન પ્લાંટ, નૅશનલ કૅમિકલ લૅબોરેટરી, ઍટોમિક એનર્જિ સૅંટર જેવી વિજ્ઞાનના ક્ષેત્રમાં મહત્ત્વ ધરાવતી પ્રયોગશાળાઓ પણ આ ભૂમિમાં સારી પેઠે વિકાસ પામી રહી છે.

ભૌગોલિક એકાત્મતા હોવા છતાં આ પ્રદેશ પર જુદી જુદી રાજસત્તાઓ રાજ કરી એને ખંડિત કરતી રહી. પ્રાચીન કાળથી એવા ઉલ્લેખો શિલાલેખોમાં પણ મળી આવે છે. યાદવપૂર્વ કાળમાં બદામીના ચાલુક્યો અને માલખેડના રાષ્ટ્રકૂટો બંનેનું આ પ્રદેશ પર પ્રભુત્વ હતું. ગુજરાતમાં પણ ચાલુક્યવંશનું રાજ હતું એ જાણીતી વાત છે. બદામીના ચાલુક્યોના રાજ્યમાં મહારાષ્ટ્રને મહત્ત્વનું સ્થાન હતું. એમના રાજ્યકાળ દરમિયાન 'પુણક', 'નાસિક', 'સંગમનગર' અને 'વટનગર' એવા ચાર પ્રમુખ વિષયોનો (વિભાગોનો) ઉલ્લેખ મળી આવે છે. એ સમયમાં રાજનો વહીવટ કરવા માટે 'વિષય', 'મંડલ', 'કમ્પણ' 'દેશ' એવા વિભાગો પાડવામાં આવતા. મહારાષ્ટ્રમાં ત્યાર પછી પણ જે જુદા જુદા રાજવંશો રાજ કરવા આવ્યા એ બધાએ સત્તાની સાઠમારીમાં એ પ્રદેશને સારી પેઠે ખંડિત થવા દીધો હતો.

સાતવાહનો પછી ઉત્તર મહારાષ્ટ્રમાં આભીરોએ રાજ કર્યું અને બાકીના પ્રદેશ પર વાકાટકોની સત્તા હતી. આભીરોનું પાટનગર હાલના ખાનદેશ જિલ્લામાં હતું અને વાકાટકોનું પાટનગર સાતપુડા પાસેની તળેટીમાં 'પુરિકા' નામનું હતું. પછીના કાળમાં વાકાટકોમાં ચાર ભાગ પડ્યા. એમની એક શાખા નાગપુર પાસે નંદિવર્ધન અને બીજી આકોલા પાસે વત્સગુલ્મ (હાલનું વાશિમ) ખાતે હતી. આ બે વંશોના શાસનકાળ દરમિયાન જ અજંતા અને વેરુળની ગુફાઓ સર્જાઈ.

રાષ્ટ્રકૂટ વંશનો સંસ્થાપક માનાંક. એનો પુત્ર દેવરાજ પાંચમી સદીના પ્રારંભમાં ગાદીએ બેઠો. એ વખતે ઉત્તર હિંદુસ્તાનમાં સમ્રાટ ચંદ્રગુપ્ત (બીજો) વિક્રમાદિત્યનું પણ સામ્રાજ્ય હતું. એની કુંવરી પ્રભાવતી ગુપ્તા વાકાટક રાજા રુદ્રસેન સાથે પરણી હતી. લગ્ન પછી થોડા દિવસ પછી રાજા રુદ્રસેન મરણ પામ્યા અને પ્રભાવતી પોતાના સગીર પુત્ર વતી રાજ્યનો કારભાર સંભાળવા લાગી. એને મદદ કરવા સમ્રાટ ચંદ્રગુપ્તે પોતાના વિશ્વાસપાત્ર અધિકારીઓને મોકલ્યા હતા એમાં જ કવિકુલગુરુ કાલિદાસ પણ હતા. નંદિવર્ધન પાસેના રામગિરી પર રહીને (આજનું રામટેક) એમણે 'મેઘદૂત'ની રચના કરી એમ કહેવાય છે.

છઠ્ઠી સદીમાં ઉત્તર મહારાષ્ટ્ર, કોંકણ અને વિદર્ભ પર કલચૂરી વંશના રાજાઓએ રાજ્ય કર્યું. એમનું પાટનગર હતું મહેશ્વર અથવા મહિષ્મતિ. સાતમી સદીમાં બદામીના ચાલુકય વંશના પુલકેશી બીજાએ પોતાનું રાજ્ય છેક નર્મદા સુધી વિસ્તાર્યું હતું. અપરાંત (ઉત્તર કોંકણ), ચિર પ્રરૂબણ (ચિપળૂણ-રત્નાગિરી), ગોપરાષ્ટ્ર (બાગલાણ, નાસિક), કરહાટક (કરાડ), કોંકણ (સંગમેશ્વર–રત્નાગિરી), પજ્યફાણ (ફલટણ), રામગિરી (જિ. પુરંધર) વગેરે એના રાજ્યના 'વિષયો' હતા.

કૃષ્ણરાજ પહેલાના પાટનગર વેરુળમાં 'કૈલાસ'નું શિલ્પ કંડારાયું હતું. રાષ્ટ્રકૂટ વંશના રાજ્યના 'વિષયો' અલકનક (આળતા), બડ્ડલા (તા. પાચોરા), કરહાટક (કરાડ), કુણ્ડી (આળતા પાસેનાં ગામ), નાસિક, પુણક (પૂના), શ્રીમાળ (શિરવળ-ભોર), વરાડનું માણક (મૂર્તિજાપૂર), પ્રતિષ્ઠાન (પૈઠણ), રાસિયણ (રાશીનનગર) વગેરે હતા. એ પછીના કલ્યાણીના ચાલુકય રાજાના રાજમાં કરહાટક (કરાડ, વિટે, તાસગાવ, ખરસુંડી, મિરજ, સાંગલી), પ્રત્યક્ષ (ફૂલટણ અને વાઈ) તેમ જ મિરિજ (મિરજ) પણ હતું.

ત્યારે શિલાહાર રાજાઓની સત્તા કુલાબા, ઠાણા, રત્નાગિરી અને સાલ્સેટના ટાપુઓ પર હતી. એમાં ચિખલાદ (માયગામ-કુલાબા), પાદ્રપાપડી (સાત્સેટ), ચિપળૂણ, માલાડ, સ્થાનક (થાણા), વરફૂટ (વડાતાઠાણા), પુરી (ધારાપુરી), કોલ્હાપુર, કુરુંદવાડ, મિરજ, બેળગામનો થોડો ભાગ, સાતારા અને દ. કોંકણનો કેટલોક પ્રદેશ — આ બધા પર હતી. શિલાહાર રાજાઓ પાસેથી દેવગિરીના રાજા મહાદેવે ઈ. સ. 1220માં કોંકણનો પ્રદેશ જીતી લીધો. દેવગિરીના યાદવ રાજાઓને આશ્રયે બોપદેવ, ભાસ્કરાચાર્ય હેમાદ્રી, શારંગધર આદિ પંડિતોએ

ઘણી મહત્ત્વની શાસ્ત્રીય સંસ્કૃત રચનાઓ કરી. મરાઠી ભાષા પણ આ જ અરસામાં વિકાસ પામી અને પ્રગલ્ભ થઈ. ઇસ્વીસન પૂર્વેના કાળમાં મહારાષ્ટ્રની લોકભાષાનો ઉલ્લેખ 'મહારાષ્ટ્રી' એ નામથી થતો હતો. પ્રાકૃત ભાષાના શ્રેષ્ઠ વ્યાકરણકાર વરરુચિએ એમના 'પ્રાકૃત પ્રકાશ' નામના ગ્રંથમાં મહારાષ્ટ્રીને પ્રથમ સ્થાન આપી એ ભાષાનું સ્વતંત્ર વ્યાકરણ પણ લખ્યું છે.

મુકુંદરાજ, ચક્રધર અને જ્ઞાનેશ્વર જેવા સિદ્ધહસ્ત કવિઓને લીધે મરાઠી ભાષાને ઊર્જિતાવસ્થા પ્રાપ્ત થઈ. જ્ઞાનેશ્વર મહારાજની જ્ઞાનેશ્વરીએ મરાઠી ભાષાનું સામર્થ્ય અને સૌંદર્ય જગત સમક્ષ મૂક્યું છે. નાથપંથના મહાનુભાવોએ મહારાષ્ટ્રને કાર્યક્ષેત્ર તરીકે પસંદ કરવાથી એમના ગદ્ય અને પદ્ય સાહિત્યથી મરાઠી ભાષા ઘણી સંપન્ન બની છે. યાદવોના રાજ્યમાં મહાનુભાવ પંથ અને વૈષ્ણવ સંપ્રદાયનો વારકરી પંથ વિકાસ પામ્યા. ભક્તિનું મહત્ત્વ અને માહાત્મ્ય ઘણું વધ્યું. એ આ કાળખંડની મહત્ત્વપૂર્ણ ઘટના ગણાય છે.

મધ્યયુગીન મહારાષ્ટ્રનું સાંસ્કૃતિક જીવન ધર્મપ્રધાન હોવાથી ભક્તિમાર્ગનો પ્રભાવ દેશભાષા પર અને સાંસ્કૃતિક વિકાસ પર સાગ પેઠે પડેલો છે. એટલે જ મહારાષ્ટ્રની અસ્મિતાનો વિચાર મરાઠી ભાષાની શક્તિ, લોકમાનસમાં સ્થિર થયેલી ભક્તિ અને પ્રાદેશિક સંસ્કૃતિ – આ ત્રણ અંગો સાથે કરી શકાય છે.

મરાઠી એ મહારાષ્ટ્રમાં વસતા સામાન્ય લોકોની ભાષા. આ લોકભાષામાં સરજાયેલું સાહિત્ય તે લોકોનું સાહિત્ય છે. લોકસંસ્કૃતિના અભ્યાસમાં લોકસાહિત્યનું સ્થાન અનન્ય હોય છે. લોકસાહિત્યમાં અંતર્ભૂત એવા આચાર, વિચારો અને લોકોના કુળાચાર એ લોકસંસ્કૃતિના સારસર્વસ્વ સમા બની જાય છે. જીવન-પરંપરાનો આદર્શ નિર્માણ કરી સંસ્કૃતિનું જતન કરવાના પ્રયાસોને લીધે સાહિત્ય અને લલિતકલાઓને આધ્યાત્મિક પાયા પર મૂકવાની સહજ પ્રવૃત્તિ દેખાય છે.

ચૈત્ર માસમાં મહારાષ્ટ્રનું નવું વર્ષ શરૂ થાય. ચૈત્ર સુદ પ્રતિપદા એ શાલિવાહન શકનો પહેલો દિવસ. એ 'ગુડી પડવો' તરીકે મહારાષ્ટ્રભરમાં ઉજવાય છે. એ દિવસે જે ધાર્મિક વિધિઓ કરવામાં આવે છે એમાં બ્રહ્મપૂજા મહત્ત્વનો વિધિ છે. બ્રહ્મપુરાણ અને વ્રતરાજમાં એ વિધિની વિગતો આપેલી છે. એક સંસ્કૃત શ્લોકમાં કહ્યું છે, કે "બ્રહ્મદેવે ચૈત્ર સુદ પ્રતિપદાને દિવસે સવારે જગતનું નિર્માણ કર્યું અને તે દિવસથી કાળગણના શરૂ કરી. એટલે એ

તિથિને દિવસે સર્વ ઉત્પાત, પાપ અને કળજુગનાં દુઃખ તેમ જ દુઃસ્વપ્નો નાશ પામે એવી શાંતિ વિધિપૂર્વક કરવી."

બ્રહ્માની પૂજા કરીને પછી કાળખંડ, દક્ષકન્યાઓ અને શ્રી વિષ્ણુની પૂજા પણ આ સંદર્ભમાં કરાય છે. હોમહવન અને બ્રાહ્મણ-ભોજનનો સંકલ્પ પણ પૂજાવિધિમાં છે. તે દિવસે સગાંસંબંધીઓને ભેટસોગાદો પણ અપાય છે. ભવિષ્યપુરાણમાં જે વારે ગુડી પડવો આવે, એ વારના અધિપતિની પૂજા કરવી એવો નિર્દેશ છે. એ દિવસનો કુળાચાર આ પ્રમાણે હોય છે :

વહેલી સવારે ઊઠી અભ્યંગસ્નાન કરી કડવા લીમડાનાં પાન ગોળની કાંકરી સાથે લેવાં. પછી ઊંચો, સીધો, પાતળો વાંસ લઈ એને માથે કોરું મહાવસ્ત્ર મૂકી ચાંદીના, ત્રાંબાના અથવા પિત્તળના લોટાથી દબાવીને એ વસ્ત્ર વાંસ સાથે બાંધવું. લીમડાનાં પાન, ફૂલ અને બીજાં સુગંધી પુષ્પોની માળા ચડાવવી. ખાંડના હારડા ચડાવવા અને આ ધ્વજ (ગુડી) ઘરના બારણા પાસે ચડાવવો. વાંસને તળે સાથિયો પૂરવો અને એની પૂજા કરવી. પછી મિષ્ટાન્નનું ભોજન કુટુંબીઓ સાથે કરવું. બપોરે કુળગોરને બોલાવી એની પાસે નવા વર્ષનું પંચાંગ વંચાવવું. એનું વર્ષફળ કહ્યું છે : "તિથિ શ્રવણ કરવાથી લક્ષ્મી પ્રાપ્ત થાય છે. વારનું ફળ શ્રવણ કરવાથી આયુષ્યનો લાભ થાય છે. નક્ષત્ર શ્રવણથી પાપનો નાશ થાય છે. યોગ શ્રવણથી રોગ નાસી જાય છે. કરણ શ્રવણથી મનનું ઇષ્ટ કાર્ય સિદ્ધ થાય છે — અને આ સમગ્ર શ્રવણથી ગંગાસ્નાનનું પુણ્ય પ્રાપ્ત થાય છે."

ગુડી પડવાને દિવસે પાણીની પરબ બેસાડવી અથવા પાણીના કુંભનું દાન કરવું. ગુડી પડવો એ વર્ષના સાડા ત્રણ શુભ દિવસોમાંનો એક છે.

મરાઠી માણસો એવા વિચારોથી આ તહેવાર ઊજવે છે. તહેવારો સાથે વ્રત પણ સંકળાયેલાં હોય છે. મહારાષ્ટ્રના હિંદુ સમાજના કુળાચારનું પાલન કરવું એ એનું એક આગવું મહત્ત્વ છે.

મરાઠી બહેનો વારતહેવારે આંગણું લીંપીગૂંપીને એના પર સાથિયા પૂરે છે. એવા 'ચૈત્રાંગણ'નું વર્ણન અહીં કરવું જોઈએ. 'ચૈત્રાંગણ' એટલે સાથિયો પૂરવાનો નિયમ હોય એવું વ્રત. ચૈત્ર સુદ ત્રીજથી વૈશાખની સુદ ત્રીજ – એટલે અખાત્રીજ સુધી રોજ સવારે વહેલા ઊઠી આંગણું વાળી નાનો ચોક લીંપી એના પર સાથિયો પુરાય. સાથિયામાં ચંદ્ર, સૂર્ય, શંખ, ચક્ર, ગોપણ, પંખો, માછલી, તુલસીકયારો, મંગળકળશ, કાચબો, પાંચ ઢીંગલીઓ, રથ અથવા તો

પારણું, રાધાકૃષ્ણ અથવા શિવપાર્વતી, સ્વસ્તિક, ત્રિફળ, હાથી વગેરેની આકૃતિઓ-માંથી આકૃતિબંધ રચાયેલા હોય છે.

સાથિયામાં આવતો સ્વસ્તિક એ માંગલ્યનું ચિહ્ન છે. એ સૂર્યદેવતાના આસનની આકૃતિ છે એવી માન્યતા છે. મત્સ્યાવતારનું સ્મરણ કરવા માટે માછલી પાડે છે. એ જ પ્રમાણે ચૈત્ર માસના બળબળતા તાપને ધ્યાનમાં લઈને 'મંગળકળશ' એ ઠંડું પાણી અને પ્રાણદાનનું પ્રતીક છે. ઢીંગલીઓ ચૈત્ર ગૌરીનું પ્રતીક છે, અને તુલસીને ઠંડક આપી એનું પૂજન-સ્મરણ કરવા માટે સાથિયામાં તુલસી-કયારાને સ્થાન અપાયું છે. ચિત્રકળાનો વિકાસ થાય, રેખાંકનનો અભ્યાસ રહે, સાથે સાથે મંગળ વિચારોનું પુનરાવર્તન અને ચિંતન થયા કરે, એ હેતુ આ વ્રત પાછળ હોય છે. રંગોળીના માધ્યમથી આ વ્રત પળાય છે.

મહારાષ્ટ્રના સ્ત્રીજીવનમાં એવાં અનેક વ્રત છે. ઊંચા વર્ણની, ખાસ કરીને બ્રાહ્મણ જ્ઞાતિની બહેનો ઘણાં વ્રત અને નિયમોનું પાલન કરતી હોય છે. સર્વ-સામાન્ય લોકો વારતહેવારે આનંદ કરે છે અને સાદાસીધા કુળાચારનું પાલન કરે છે. કુળદેવતાનું પૂજન કરી સંકટનિવારણ અને સંરક્ષણ માટે પ્રાર્થના કરવી એ મોટે ભાગે કુળાચારનો હેતુ હોય છે.

નાનાં બાળકોને નજર ન લાગે અને દેવો એમનું રક્ષણ કરે એવી સદિચ્છા સાથે બહેનો બાળકને 'જીવતી' દેવીનું માદળિયું પહેરાવે છે. આ દેવી સ્વભાવે આનંદી, રક્ષણ કરવાવાળી, મહાશક્તિવાળી, સર્વ ઇચ્છા-આકાંક્ષા પૂરે એવી અને તૃપ્ત હોય છે, એવી માન્યતા છે. શ્રાવણ માસના શુક્રવારે ભીંત પર કેસરથી 'જીવતી' દેવીનું ચિત્ર દોરીને એનું પૂજન કરવાનો રિવાજ છે. છાપેલાં ચિત્રો પણ મળે છે. એ ભીંત પર ચોંટાડીને એનું પૂજન ઘણા કરે છે. વચ્ચે પારણામાં સૂતેલું બાળક અને આજુબાજુ બીજાં બાળકો અને રમકડાં એવું આ 'જીવતી' દેવીનું ચિત્ર હોય છે. શ્રાવણ માસમાં 'અઘાડા' નામની વનસ્પતિ ઘણી ઊગે છે. એના પાનની માળા દેવીને ચડાવે છે. લોટના પાંચ દીવા કરી એનાથી દેવીની આરતી ઉતારે છે, પછી પ્રાર્થના કરે છે: "માતાજી, મારા બાળકનું રક્ષણ કરજો. તમે તો કરુણાનાં સાગર છો. જ્યાં જ્યાં હું અક્ષત પધરાવું તે તે દિશામાં મારા બાળકનું સંરક્ષણ કરજો." પૂજા પછી જીવતી માતાને પૂરણપોળી સાથેનો રાજભોગ ધરાવાય છે. જીવતી-પૂજનનું વ્રત લીધું હોય તો એ ઊજવવું પડે. આ વ્રતની વાર્તા આ પ્રમાણે કહે છે:

એક રાજા હતો. એને એકેય બાળક નહોતું, એટલે એની રાણી બહુ દુઃખી હતી. એક દિવસ એવું થયું કે રાણીએ સુયાણીને બોલાવી કહ્યું: "મને ગમે ત્યાંથી નાળ સાથેનું છોકરું લાવી આપ." સુયાણીએ વાત કબૂલ કરી. રાણીએ ગર્ભવતી હોવાનું નાટક કર્યું.

એ અરસામાં ગામમાં એક ગરીબ બ્રાહ્મણની સ્ત્રીને છોકરો અવતર્યો. સુયાણીએ છોકરો રાણીને આપી પેલી બિચારી બાઈને કહ્યું: "લે, તારે પેટે તો પથરો પાકચો!" બાઈ બિચારી ખૂબ રડી.

આ બાજુ રાજાને ત્યાં આનંદ આનંદ થયો. બાળકનાં લાડપાન થવા લાગ્યાં.

બ્રાહ્મણીએ બાળકના રક્ષણ માટે જીવતી દેવીનું વ્રત લીધું. શ્રાવણ માસના શુક્રવારે યથાવિધિ માતાજીનું પૂજન કરી એ પ્રાર્થના કરતી.

"માતાજી, મારું બાળક જ્યાં હોય ત્યાં એનું રક્ષણ કરજો!" એમ કહી દશે દિશામાં ચોખા નાખતી. એમાંના બેપાંચ દાણા રાજાના મહેલમાં જઈ પડતા. ત્યાં એનું બાળક હેમખેમ રહી મોટું થવા લાગ્યું.

એની માએ લીલા રંગનું વસ્ત્ર, લીલી ચૂડી વગેરે ત્યજી દીધાં. કારેલાના માંડવા નીચેથી ન જવાનો નિયમ લીધો. ચોખાનું ધોવાણ એ ઓળંગતી નહીં. રાતદિવસ દીકરાનું ચિંતન એ બાપડી કર્યા કરે.

વર્ષો જતાં દીકરો મોટો થયો. રાજાનો કુંવર એટલે રાજગાદીનો ધણી થયો. એક દિવસ નગરચર્યા કરવા બહાર નીકળ્યો. ત્યાં એક બ્રાહ્મણ સ્ત્રીને જોઈ મોહી પડચો. થયું. એ તો પહોંચી ગયો એને ઘેર. આંગણામાં હતી ગાય અને એનો વછેરો. ઉતાવળા રાજાનો પગ વછેરાની પૂંછડી પર પડચો. વછેરાએ ગાયને પૂછ્યું, "મા, આ કોણ પાપી હશે? મારી પૂંછડી પર પગ દઈને જાય છે!"

ગાય બોલી, "હશે બાપ! જેની નજર સગી જનેતાને જોઈને બગડે એ શું તારી પૂંછડી પર પગ મૂકતાં અચકાય?"

આ સાંભળી રાજા ચમકચો. એને પસ્તાવો થયો. ત્યાંથી સીધો ઊપડચો કાશી. ત્યાં પિતૃઓને પિંડદાન કરવા બેઠો. પિતાને પિંડ આપવા જાય ત્યાં પિંડ લેવા એકને બદલે બે હાથ ઉપર આવ્યા. રાજાએ રાજગોરને પૂછ્યું, "આ શું?" ગોરે કહ્યું, "ઘેર જઈ રાજનાં બધાં લોકોને ભોજન કરાવજો, એટલે તમને સત્ય શું તે સમજાશે."

રાજાએ એ પ્રમાણે કર્યું. બધાં સાથે એ બ્રાહ્મણ સ્ત્રી પણ જમવા આવી હતી. પંગતમાં રાજા પીરસવા નીકળ્યો, માતાએ પોતાના પુત્રને જોયો અને ધાવણની સેરો છૂટી. તેના છાંટા રાજાના મોંમાં ગયા. આ શું? રાજા વિચારવા લાગ્યો. ત્યાં રાણીએ એને આવી સાચી વાત કહી અને "આ તારી સાચી મા છે," એવો ખુલાસો કર્યો. રાજાને અને બ્રાહ્મણીને ખૂબ ખૂબ આનંદ થયો. રાજાએ એને મોટી હવેલી બાંધી આપી અને સુખસગવડમાં રાખી. બધાં સુખી થયાં. જીવની માતા સૌને પ્રસન્ન થઈ.

મહારાષ્ટ્રની પ્રજા ધાર્મિક વૃત્તિની છે. વ્રતવૈકલ્ય કરવામાં એ માને છે. સંસ્કૃતિ અને પરંપરા જાળવવાની વૃત્તિ ધરાવે છે. છતાં દેવોને પ્રસન્ન કરવા સાથળનો ટુકડો કાપી ભોગ ધરાવવા જેવી ઘેલછા અથવા ભગવાન પર ભરોસો રાખી, પુરુષાર્થ કર્યા વગર બેસી રહેવાની મૂર્ખાઈ, ભક્તિને નામે કર્તવ્ય અને કર્તૃત્વ છોડી દેવા જેવા અવિચારો દૂર કરવા મહારાષ્ટ્રના સામાજિક કાર્યકર્તાઓ મિશનરી લોકોની માફક ઝઝૂમ્યા. સ્વ. મહાત્મા જ્યોતિબા ફૂલે એવા લોકોમાં અગ્રગણ્ય હતા. અઢારે વર્ણના લોકોએ જ્ઞાન મેળવવું. સ્વતંત્ર વિચાર કરી આત્માવલોકન અને આત્મપ્રત્યયનો આનંદ મેળવવો, એ હેતુથી એમણે આખી જિંદગી પારાવાર શ્રમ કર્યો. સદીઓથી ગરીબીમાં સબડતા, અજ્ઞાનના અંધારામાં અટવાતા, હીન ગણાતી જ્ઞાતિઓના લોકોને ભણાવી-ગણાવી સંસ્કારી બનાવવા માટે એઓ સતત પ્રયત્નશીલ રહ્યા. ધર્મની ભાવના વિશુદ્ધ રાખી એને વિકૃતિથી મુક્ત રાખવી, એ ધ્યેયથી પ્રેરિત થઈ એમણે 'સત્યશોધક સમાજ'ની સ્થાપના કરી.

ત્યાર પછી સમાજજીવનમાં ઘણા સુધારા થતા રહ્યા. સ્વભાવે સહિષ્ણુ એવા મહારાષ્ટ્રના લોકોના જીવનમાં, આચાર અને વિચારોમાં ક્રાંતિકારી પરિવર્તનો થયાં. બદલાતા જમાના પ્રમાણે રાજકારણ અને આર્થિક સ્થિતિનો પ્રભાવ પણ ધાર્મિક વૃત્તિ પર પડવા લાગ્યો અને જૂની પ્રણાલિકાથી ભિન્ન એવા સંસ્કાર પડવા લાગ્યા. અંગ્રેજોની સામ્રાજ્યભૂખી વૃત્તિ અને ધર્માંતર માટેનો પાદરીઓનો આગ્રહ જોઈ એમને માટે મનમાં અણગમો થવા લાગ્યો. અને જ્ઞાતિભેદ દૂર કરી બધાને ઈશ્વરભક્તિનો અધિકાર આપવો જોઈએ, માણસોને માત્ર જ્ઞાતિને લઈને શ્રેષ્ઠ માનવા કરતાં એના ગુણોથી એની શ્રેષ્ઠતા સિદ્ધ કરવાની તક દરેકને આપવી જોઈએ એવા નવવિચારો લોકોના મનમાં આવવા લાગ્યા.

શ્રી આગરકર જેવા પ્રખર વિચારવંત અને સ્વમાની સુધારાવાદી ભડવીરે પશ્ચિમની સંસ્કૃતિનો બુદ્ધિવાદ અને વ્યક્તિસ્વાતંત્ર્ય જેવાં તત્ત્વો સાથે આપણી પરંપરા સરખાવી એ બંનેના સંયોગથી જેટલું ઉત્તમ નીકળે એટલું સ્વીકારી હીણું હોય એટલું તજી દેવું, એવી ઝુંબેશ ઉપાડી.

સમાજસુધારકોની એ પરંપરા વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકર, લોકમાન્ય ટિળક, લોકહિતવાદી, કોલ્હાપુરના રાજા શાહુ મહારાજ, શિવરામપંત પરાંજપે, હરિ નારાયણ આપ્ટે, વિઠ્ઠલ રામજી શિંદે, ડૉક્ટર આંબેડકર, સ્વાતંત્ર્યવીર સાવરકર વગેરે મહાપુરુષોએ આગળ ચલાવી.

મહાત્મા ગાંધીજીના નેતૃત્વ હેઠળ સ્વાતંત્ર્ય-આંદોલનમાં મહારાષ્ટ્રના હજારો લોકોએ ભાગ લીધો. ઘણાએ એમાં ભોગ આપ્યો. ભારતને આઝાદી મળી. લોકરાજ્ય સ્થપાયું. ગામડે ગામડે પંચાયતી રાજ્યો સ્થપાયાં. શહેરોમાં સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓ, નગરપાલિકાઓ કારભાર કરવા લાગી. ભારતનો રાજ્યકારભાર ભારતીય લોકપ્રતિનિધિઓએ સંભાળી લીધો. દરેક પ્રાંતમાં રાજ્ય સરકારના હાથમાં સત્તાનો દોર આવ્યો. મહારાષ્ટ્રના લોકજીવનમાં પણ આ પરિવર્તન આવ્યું. સર્વસામાન્ય લોકો માટે વિકાસ યોજના થવા લાગી. મોટે ભાગે એ અમલમાં પણ મુકાઈ, જેથી ભીલ, કોળી, વારલી, ઠાકુર, કાતકરી, ફાસેપારધી, કોરકૂ, ગોંડ વગેરે આદિવાસીઓનાં જીવનમાં સુધારણા થવા લાગી. સ્વરાજ્યનાં સૂર્યકિરણો ગાઢ વનમાં પણ જઈ પહોંચ્યાં. સમાજના દરેક સ્તરમાં મહારાષ્ટ્રની અસ્મિતા જાગ્રત થવા લાગી.

છત્રપતિ શિવાજી મહારાજે ત્રણસો વર્ષ પહેલાં સ્વરાજ્ય સ્થાપનાનો કરેલો સંકલ્પ જાણે પૂરો થયો. દરેક વ્યક્તિને પૂર્ણ સ્વાતંત્ર્ય મળી ગયું. વ્યક્તિવિકાસ અને સામાજિક જીવન એકીસાથે આગળ વધવા લાગ્યું. સ્ત્રીપુરુષ સૌને સમાન તક અને સમાન અધિકાર મળ્યા. મહારાષ્ટ્રની ઉજ્જવળ પરંપરા સાચવી સંસ્કૃતિનો વિકાસ કરવાની દૃષ્ટિએ પણ સાથે સાથે રાખવામાં આવી છે. સ્વરાજ્યમાં – "અમે અમારા દેશમાં વસીએ છીએ અને ભવિષ્યના શિલ્પકાર પણ અમે જ છીએ" — એવી ભાવનાથી લોકો નવા ઉત્સાહ અને ઉમંગથી પોતાની વિશેષતાઓને જતનપૂર્વક વિકસાવી સૌને બતાવવામાં આનંદ લેતા થયા.

1947માં ભારતમાં સ્વાતંત્ર્ય-સૂર્યનો ઉદય થયો. તે સમયે ગુજરાત, મહારાષ્ટ્ર અને કર્ણાટક મળીને એક મુંબઈ રાજ્ય હતું. થોડાંક વર્ષો પછી

કર્ણાટક જુદું પડી ગયું અને ગુજરાત-મહારાષ્ટ્ર દ્વિભાષી રાજ્ય થયું. પછી મરાઠાવાડા, વિદર્ભ અને મુંબઈ સાથેના સંયુક્ત મહારાષ્ટ્ર માટે આંદોલન થયું. અંતે 1960ના મે મહિનાની પહેલી તારીખે તે વખતના ભારતના પંતપ્રધાન પં. જવાહરલાલ નેહરુએ મહારાષ્ટ્ર રાજ્યની ઘોષણા કરી. ના. યશવંતરાવ ચવ્હાણ એ નવા રાજ્યના પહેલા મુખ્ય મંત્રી થયા. મરાઠી મહારાષ્ટ્રની રાજભાષા થઈ અને મરાઠી સંસ્કૃતિના વિકાસને સુગમતા મળી. મરાઠી માણસની અસ્મિતા ખીલી. એના માનમાં રણશિંગાં ફૂંકાયાં અને લોકકલા તથા લોકજીવનની પરંપરાઓની ભાવના જાગતી રાખવાનો નવો સંકલ્પ પ્રજાએ કર્યો. મરાઠી સંસ્કૃતિના ભાગ્યના દિવસો આવ્યા.

પગની પાનીને ઢાંકતી જરીની બુટ્ટાદાર સાડી પહેરી, વિશાળ ભાલ પર કુંકુમનો ચાંલ્લો કરી, સોનાનાં ફૂલ-ફૂમતાં નાખી ગૂંથેલી લટ પર મોગરાના ગજરા નાખી, માથે કેવડો ખોસી, નાકમાં બોર જેવડાં મોતીની નથની પહેરી, બાજુબંધ બાંધી, તોડા, પાટલી અને વજ્રચૂડાથી શોભતા હાથ, ઠુશી, પેટી વજ્રટીક, તન્મણી ચંદ્રહાર, પૂતળીની માળા, મોહનમાળાથી લચી પડેલી નાજુક ડોક, કમરપટ્ટાથી બંધાયેલી કૃશ કમર, ઝાંઝરીથી શોભતી પાની ને 'માસોળી' 'જોડવી' પહેરેલ પગની સપ્રમાણ આંગળીઓ, કાનમાં કર્ણફૂલ અને સેંથીમાં મોતીની સેરમાં ઝૂલતું જડતરનું પીપળપાન એવા સોળે શણગાર સજેલી મહારાષ્ટ્રની ગૃહલક્ષ્મી સૌના આદરમાનની અધિકારી બની છે. રૂપેરંગે એ રૂડી છે. ખાનદાની એનું સૌથી મોટું ભૂષણ છે.

એના સૌભાગ્યનાથ પણ કાંઈ જેવાતેવા નથી. માથે જરીની તોઈવાળો સાફો, એમાં માન સાથે મળેલી કલગી ચમકતી હોય. પીઠી ચોળેલ ગોરા ગાલ પર કાળી ટીલડી શોભતી હોય, શરીર પર જરિયાન કોટ, ખભે અક્કડ ગડીવાળેલો ખેસ, મોગરાના ફૂલ જેવું ધોતિયું, પગમાં લાલચટાક ચમચમતું પગરખું, લીંબુની ફાડ જેવી આંખ, એકવડું છતાં લોઢાની કાંબ જેવું કાઠું – એવા વર જ્યારે ઘોડે ચડે ત્યારે એને જોતાં લોક ધરાય નહીં.

વરકન્યાની જોડલી ઘરમાં પ્રવેશે ત્યારે શુકનમાં આંગણામાં તુલસીમા સામે મળે. પહેલાં એને પગે લાગીને પછી અંદર જવાય. કુટુંબની વડીલ સ્ત્રીઓ ગીત ગાય:

માડી એ તુલસી –
  તારો અમૃતભર્યો ક્યારો.
તને લઈ આવ્યા શ્રીરામ
  તને વાવે છે લક્ષ્મણ
સેવા કરી છે સીતાજીએ. ॥1॥
  સોનાની કંકાવટી
રૂપાની એની પેટી
  ઈશ્વર પારવતીની બેટી. ॥2॥
મારી પુણ્ય-સેવા
  ધરું છું કૃષ્ણ દેવા
સુખી રાખજો નાથ બાવા. ॥3॥

તુલસીને પગે લગાડી પેલી વડીલ સ્ત્રીઓએ કરેલી આ પ્રાર્થના સૌના મનમાં વસી.

તુલસીપૂજા જેવા કેટલાક કુળાચાર કાંઈ જુદી જ ભાત પાડે છે. પણ એ જુદાપણું ખૂંચે એવું નથી. ઊલટાનું સૌને ગમી જાય એવું છે. એટલે જ તો વડવાઈઓથી શોભતા ઘેઘૂર વડલા જેવો આ મહારાષ્ટ્ર દેશ – એની શીળી છાયા નીચે દેશ-વિદેશના લોકો આવીને વસ્યા અને વસીને મહારાષ્ટ્રના જ થઈ ગયા. ભાષા, ધર્મ, જ્ઞાતિ-ભેદની દીવાલો ત્યાં શાની રહે? દૂધમાં સાકર ભળે તેમ સૌ ભળી ગયા. એક થઈ ગયા. મરાઠી પ્રજાનું જીવન એ એમનું પણ જીવન બની ગયું.

સંસ્કૃતિ અને સમાજશાસ્ત્રના અભ્યાસીઓએ મરાઠી સંસ્કૃતિમાં ઘણો રસ લીધો. પરદેશી અભ્યાસીઓ પીએચ.ડી.ના મહાનિબંધની સામગ્રી મેળવવા પંઢરપુરની જાત્રામાં માઈલો સુધી પગપાળા ચાલતા જાય છે. એમની જ્ઞાનેષણાને લીધે પંઢરપુરનો શામળો વિઠ્ઠલનાથ જગતભરના ભક્તોને અને જિજ્ઞાસુઓને સુલભ થાય છે. મરાઠી સંતોની વાણી જગતમાં પ્રસરે છે. "માઝા મરાઠાચિ બોલૂ કવતુકે. પરિ અમૃતાતેહી પૈજા જિંકે. ઐસી અક્ષરે રસિકે. મેળવીને." — "મરાઠી મારા શબ્દ! હોડમાં અમૃતને પણ જીતી જાય એવો શબ્દ મેળવીશ રસિક મુખે." આ સંતશ્રેષ્ઠ જ્ઞાનેશ્વર મહારાજની પ્રતિજ્ઞાવાણી ફરી ફરીને સત્ય સિદ્ધ થાય છે!

સોનાનો લંગોટ કસીને જન્મેલા અને જન્મ લેતાંની સાથે સૂર્યમંડળને પકડવા કૂદકો મારતા હનુમાનજી જેવી ગગનગામી કલ્પનાઓથી સમૃદ્ધ એવી મરાઠી ભાષા સંશોધકો અને અભ્યાસીઓને આકર્ષે છે. આ ભાષાનું સાહિત્ય બીજી ઘણી ભાષાઓમાં અનૂદિત છે.

હવે તો ગામેગામ શિક્ષણનો પ્રચાર સારી પેઠે થવા લાગ્યો છે. ખેડૂત અને મજૂર તેમ જ પછાત કોમના સૌ ભણીગણીને શાણા થાય એવી સમાજ-શિક્ષણની યોજનાઓ કરવામાં આવી છે. ખાનગી અને સરકારી પ્રયત્નોને સફળતા મળી છે. લોકો હવે મોટા પાયા પર શિક્ષણ લેતા થયા છે. પોતે સ્વતંત્ર વિચાર કરી પોતાની ભાષામાં એ વ્યક્ત કરવાની શક્તિ પણ ઘણાંએ કેળવી છે. સમાજના દરેક સ્તરના છોકરાઓ શાળાઓ અને કોલેજોમાં જતા થયા છે. કેળવણીનાં બધાં જ ક્ષેત્રો બધાં માટે ખુલ્લાં છે.

આ રીતે પ્રગતિના માર્ગ પર આગળ વધી રહ્યા છીએ ત્યારે પરંપરાથી ચાલતી આવેલી લલિતકળાઓ અને લોકસાહિત્યનો પુનરુદ્ધાર કરવાનું કામ પણ હાથમાં લેવાયું છે. 'દશાવતાર', 'લળિત', 'તમાશા' વગેરે લોકનૃત્ય-નાટ્યના પ્રયોગો થવા લાગ્યા છે. એ કળાકારોનાં સંમેલનો થવા લાગ્યાં છે. લોકનાટ્યકળા ઘણી લોકપ્રિય થઈ છે. લોકસાહિત્ય મોટા પાયા પર સંપાદિત કરી પ્રકાશિત કરવામાં આવ્યું છે. એકંદરે આપણી સંસ્કૃતિને લોકો સમક્ષ લાવી એને સમૃદ્ધ અને લોકપ્રિય કરવા માટે થઈ શકે એ બધા જ પ્રયત્ન સ્વાતંત્ર્ય મળ્યા પછી આપણે કરતા રહ્યા છીએ. સાચા અર્થમાં હવે આપણો સમાજ સજીવન થયો છે. કરતાલ અને મૃદંગના ઘોષમાં ચાલતાં ભજનો મંદિરોને ગજાવી રહે છે તેમ ભારતભરમાં મરાઠી ભાષાના નિનાદ પહોંચવા લાગ્યા છે. ખેતીપ્રધાન પ્રદેશના આ માણસો વ્યાપાર-ઉદ્યોગમાં પણ હવે તો નામ કાઢે છે અને મહારાષ્ટ્રને ભારતમાં સર્વ પ્રકારે આદર, માન અને પ્રતિષ્ઠા મળી રહ્યાં છે.

# 2. દંતકથા અને દૈવીકથા

દરેક જાતિની પોતાની એક આગવી સંસ્કૃતિ હોય છે. પ્રાચીન કાળથી જે આચારવિચારનો ચીલો પડેલો હોય, એના પરથી ધાર્મિક માન્યતાઓ આકાર લઈને એ સંસ્કૃતિનું માળખું બનાવી કાઢે છે અને એને અનુસરીને જ્ઞાતિના રીતરિવાજની રૂઢિ નિર્માણ થાય છે પોતાની જ્ઞાતિના આવા રીત-રસમનો પરિચય જ્યારે એક પેઢીના માણસો નવી પેઢીને કરાવે, ત્યારે દરેક આચાર કે રિવાજ પાછળ કાંઈક ગૂઢ અર્થ છે, એવું એમના મન પર ઠસાવવા માટે કાંઈક વાર્તાઓ કહેતા હોય છે. એ વાર્તાઓ એટલે જ દંતકથા. ધાર્મિક સંસ્કારો સાથે આવી દંતકથાઓ મોટે ભાગે સુસંગત હોય છે. આવી દંતકથાઓને આધારે એ જે જાતિની હોય તે જાતિનો સમાજશાસ્ત્રની દૃષ્ટિએ અભ્યાસ કરવામાં સારી મદદ મળે છે. એ કથાઓ મોટે ભાગે દેવીદેવતા અને એમની અદ્દભુત શક્તિના ચમત્કાર વિશે જ હોય છે.

મહારાષ્ટ્રમાં પ્રચલિત દંતકથાઓ જેવી જ કથાઓ અન્ય પ્રાંતોમાં પણ કહેવાતી હોય, તો એમાં જરા પણ નવાઈ નથી, કારણ ભારતની સંસ્કૃતિ મૂળે તો એક જ છે. પ્રાદેશિક ભાષા અને વાતાવરણને લીધે થોડોઘણો ફેરફાર થાય એટલું જ. આપણે બધાં જે ધરતીની ગોદમાં રમ્યાં, મોટાં થઈ જેને આધારે ઊભાં રહ્યાં એ ધરતીને સૌએ દેવી તરીકે માની છે. એને વિષ્ણુ-પત્ની કહી સવારે ઊઠતાંની સાથે એના પર પગ મૂકતાં પહેલાં પદસ્પર્શ માટે એની ક્ષમા માગી એને પ્રણામ કરી પછી ઊઠીને ઊભા થવાનો રિવાજ મહારાષ્ટ્રમાં છે.

લગ્ન કે જનોઈ જેવા મંગળ પ્રસંગે માંડવાનું મુહૂર્ત કરતી વખતે પહેલાં ભૂમિપૂજન કરી પછી સ્તંભ રોપાય. કૂવો કે તળાવ ખોદવાનો આરંભ પણ ભૂમિપૂજન પછી જ થાય છે. ઘરનું ખાતમુહૂર્ત અથવા ગૃહપ્રવેશ વખતે પણ ભૂમિની પૂજા થાય જ. મંદિરનો પાયો નાખવો હોય, ગઢ કે કિલ્લો બાંધવો હોય, નવા શહેરની રચના કરવી હોય, ત્યારે ધામધૂમથી ભૂમિપૂજા થાય. નવું અનાજ આવે ત્યારે પણ અનાજ આપતી અન્નપૂર્ણા ધરતીનું પૂજન કરી પછી અનાજ લેવાનો રિવાજ છે.

પોષ માસમાં ખેડૂત નવું અનાજ લણે ત્યારે ધરતીમાતાને છાબડી ધરાવે એવો એક રિવાજ છે. જુવારના ડોડા નીચેથી જાડો સળિયો લઈ ગોળાકાર ગોઠવી એની છાબ ગૂંથી એમાં ઘઉંના લોટનાં બનાવેલાં સાત ફળ, સાત મૂઠિયાં, સાત દીવા, ચૌદ પૂરણપોળી, પાંચ ધાનનો ખીચડો, પાંચ લીંબુ, પાંચ કેળાં, પાંચ બંગડી, સાડી અને ચોળી, તકતો ને કાંસકી, કંકાવટી, ભાત અને સિંદૂર, અગરબત્તી, હળદર, કંકુ, કપૂર, નાળિયેર, પાંચ સોપારી, પાંચ એલચી એવો ભોગ તૈયાર કરી સમી સાંજે દીવા પ્રગટાવી છાબ ધરાવી ઊભા મોલ વચ્ચે બેસી સગાંવહાલાં સાથે ઉજાણી કરાય છે.

પૃથ્વીપૂજાના અનેક પ્રકાર છે તેમ પૃથ્વીની ઉત્પત્તિ માટે પણ જાતજાતની કથાઓ છે. પહેલાં એક મોટો ઈંડા જેવો આકાર હતો. એ ઈંડું ફૂટયું; એનો એક ભાગ તે આકાશ, અને બીજો ભાગ એટલે પૃથ્વી. બે ભાગને જોડતી નસો તૂટી એમાંથી દરિયા અને નદીનાળાં નિર્માણ થયાં એવી એક દંતકથા છે. એવી જ વાર્તા છાંદોગ્ય ઉપનિષદમાં પણ છે :

એક મોટો સફેદ બળદ પોતાના શિંગડા પર પૃથ્વી તોળી રાખે છે. એ જયારે થાકી જઈ ડોક જરા આમતેમ હલાવે ત્યારે ધરતીકંપ થાય, એવી એક લોકકથા છે. પુરાણોમાં પણ એ જ પ્રકારની કથા આવે છે.

ભગવાન વિષ્ણુએ જયારે મધુ અને કૈટભ નામના દૈત્યને હણ્યા ત્યારે એ રાક્ષસોના રક્ત-માંસથી પૃથ્વી ખરડાઈ ગઈ, એટલે એને 'મેદિની' કહે છે. અને અમુક રીતે અપવિત્ર મનાય છે. ગંધ, ફૂલ, બીલી, તુલસી, પંચામૃત વગેરે પૂજાની સામગ્રી જમીન પર પડે તો અપવિત્ર ગણાય છે. ભગવાનને ધરાવવાનો ભોગ, દેવમૂર્તિ, ગંગાજળ, શંખ, ધર્મગ્રંથ, સોનું, મોતી વગેરે પવિત્ર વસ્તુઓ જમીન પર મુકાતી નથી. છતાં બીજી રીતે જમીન પર સૂવાનો મહિમા પણ છે. પુણ્યક્ષેત્રમાં જમીન પર જ સુવાય. ચાતુર્માસમાં વ્રત કરનારાં ચારે માસ જમીન પર પથારી કરે, અને દેવઊઠી અગિયારસે એ પથારીનું દાન કરે. રાજયાભિષેક થવાનો હોય તેની આગલી રાતે તિલકાયત રાજા જમીન પર શયન કરે છે. એવા રિવાજમાં શ્રદ્ધાભાવ વ્યક્ત થાય છે.

સવિતા – સૂર્ય એ વૈદિક કાળથી પૂજ્ય દેવતા ગણાય છે. સૂર્ય એટલે તેજ અને શક્તિનું પ્રતીક. સૂર્યની કૃપાથી અન્ન, ઉદક, આરોગ્ય અને સંપત્તિ પ્રાપ્ત થાય છે. ભૂત, પ્રેત, પિશાચોથી સવિતા સૌનું રક્ષણ કરે છે એવી માન્યતા છે.

સૂરજની બાધા રાખવાથી નેત્રરોગ દૂર થાય છે. દૃષ્ટિ સતેજ થાય છે. તેજના દેવતા સૂર્યનાં કિરણોનું સ્નાન કરવાથી શરીર કાંતિયુક્ત થાય છે. પુત્રપ્રાપ્તિ કાજે બહેનો સૂર્યની બાધા રાખે છે. ત્યારે સૂર્યને પારણું ધરાવવાનો કુળાચાર છે. એ વિશે આદિત્ય રાણુબાઈની વાર્તામાં કહ્યું છે. એ વાર્તામાં આ વ્રત વિશેની વિધિ આ પ્રમાણે છે:

"શ્રાવણ માસ આવે ત્યારે પહેલા રવિવારે મૌન રાખી વહેલાં ઊઠવું. શરીર પર વસ્ત્ર રાખી સ્નાન કરવું. નાહીને કૂવાનું પાણી લાવવું. નાગરવેલના પાન પર રક્ત-ચંદનથી રાણુબાઈ (રાંદલ) માતા દોરવી. આજુબાજુ ૭ રેખાનું મંડળ કરવું. સૂતરના ૭ દોરાનું નાડું કરી ૭ ગાંઠ મારવી. તાજું સુગંધી ફૂલ ચડાવી પૂજા કરવી. પાનનું બીડું, ફૂલની માળા, દશાંગનો ધૂપ અને ગોળ-ટોપરાનો ભોગ ધરાવવો. ૭ મહિના એકાંતરે વ્રત કરી માહ માસની સુદ સાતમે વ્રત ઊજવવું. તે દિવસે ગોળની ગળી રોટલી, સેવની ખીર, માખણનું ઘી – બ્રાહ્મણ-બ્રાહ્મણીને બોલાવી, જમાડી, સાડી, ચોળી, મંગળસૂત્ર આપી બને એટલી દક્ષિણા આપી વિદાય કરવાં. એવી રીતે વ્રતનું ઉદ્યાપન કરવાથી સૂર્યનારાયણ પ્રસન્ન થાય છે. ભાગ્યલક્ષ્મી ઘેર આવે છે."

બ્રાહ્મણો ત્રિકાળ સંધ્યા કરી સૂર્યને અર્ધ્ય આપે છે, ત્યારે..

"ૐ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ, ધિયો યો નઃ પ્રચોદયાત્." એવા ગાયત્રી મંત્રનો જાપ કરે છે. એનો અર્થ છે: "અમે તેજસ્વી અને સર્વશ્રેષ્ઠ સૂર્યનું ધ્યાન કરીએ છીએ. એ દેવ અમારી બુદ્ધિને ગતિ આપી સતેજ કરે છે."

રવિવાર એ સૂર્યદેવનો વાર. સૂર્યનું વ્રત કરનારા તે દિવસે ઉપવાસ કરે છે. સૂર્યની પૂજા કરે છે. એમાં સૂર્યનમસ્કારનું વિશેષ માહાત્મ્ય છે. વ્રત કરવાવાળા દિવસમાં એક વાર ખાખરાના પાનની પતરાળી પર ભોજન લે છે. રથસપ્તમી અને મકરસંક્રાંત એ સૂર્યપૂજાના મોટા તહેવાર છે. એ બંને દિવસના કુળાચારમાં તલનું મહત્ત્વ વધારે છે. તલ એ સ્નેહનું પ્રતીક છે. તલસાંકળીના લાડવાની લહાણી કરી સ્નેહવર્ધન કરવા માટે આ પર્વ છે. કુંવારી કન્યા આ પર્વમાં 'તિળી' વ્રત કરી ગુજરાતમાં જેમ ગૌરવનાં વ્રત-ઉપવાસ કરી કન્યાઓ અખંડ સૌભાગ્યની પ્રાર્થના કરે છે તેમ 'તિળી' વ્રત કરી મહારાષ્ટ્રની કન્યા પ્રાર્થના કરે છે. મદ્રાસ બાજુ અને દક્ષિણ ભારતમાં પોંગલનું પર્વ પોષ માસમાં ઊજવાય છે.

સૂર્યવંશના લોકો વ્યતિપાત, અર્ધોદય, મહોદય, સંક્રાંતિ અને ગ્રહણને સમયે સૂર્યની ઉપાસના કરવી એ વિશેષ ફલદાયી હોય છે, એ માને છે. એ ચોઘડિયામાં ઘંટી ફેરવવી નહીં, વાળ ઓળાવા નહીં અને રૂ સાફ કરવું નહીં, એવા નિયમ પળાય છે.

સુવાવડીને ચોક્કસ દિવસે સારા ચોઘડિયામાં સૂર્યદર્શન કરાવવામાં આવે છે. છાશ વલોવવાની રવઈ લઈ એ સૂરજદેવને વધાવે છે. અને ફૂલ-ચોખા ચડાવી પૂજા કરે છે. રવઈ એ સૂરજદેવનું પ્રતીક છે, એવી પણ એક માન્યતા છે. સાંબેલામાં પણ સૂરજનો વાસ હોય છે, એમ માની એની પણ પૂજા થાય છે. સ્વસ્તિક જેમ શાંતિ અને સમૃદ્ધિનું પ્રતીક છે, તેમ એ સૂર્યચિહ્ન પણ છે. ચાતુર્માસનાં વ્રતોમાં એક સ્વસ્તિક વ્રત પણ હોય છે.

ચંદ્રને સૂરજનો નાનો ભાઈ માનવામાં આવે છે. ગણેશભક્તો ચોથના ચંદ્રમાનું દર્શન કરી ઉપવાસનું પારણું કરે છે. સંકટચોથના વ્રતનો મહિમા બહુ છે. શુક્લ પક્ષના બીજના ચંદ્રનું દર્શન કરી પછી સોના-ચાંદીનું દર્શન કરવાનો એક જૂનો રિવાજ હતો. જેમ બીજની કોર રોજ વધે તેમ ઘરમાં ધનસંપત્તિ વધે, એવી કલ્પના. બીજના ચંદ્રમાને 'જૂનું લઈ નવું આપો' એવું કહેવાનો રિવાજ છે. જૂના વસ્ત્રનો તાંતણો કાઢી ચંદ્રને ચડાવી આ જાતની પ્રાર્થના ઘણી બહેનો કરે છે. એવા શુકનવંતા ચંદ્રમાનું દર્શન ગણેશચોથને દિવસે અશુભ ગણાય છે. એ દિવસે ભૂલેચૂકે ચંદ્રમા દેખાઈ જાય તો પડોશીના ઘર પર પથરા નાખી એની ગાળો ખાઈ લઈ પાપમાંથી છૂટવું એમ કહેવાય છે!

દૂજનો ચાંદ ઇસ્લામ ધર્મના લોકો પવિત્ર માને છે. એમની માસગણના પણ ચંદ્રમા પરથી થાય છે. નવો માસ ચંદ્રદર્શનથી ગણાય છે.

ગુજરાતમાં પોષ માસની ચોથનું ચાંદ્રવ્રત જાણીતું છે. ચાંદ્રવ્રત કરતી કુંવારી કન્યાઓ રોટલાના બટકાને કાણું પાડી એમાંથી ચંદ્રમાનું દર્શન કરી પોતાના ભાઈના કલ્યાણ માટે પ્રાર્થના કરે છે અને પછી ભાઈની રજા લઈ ઉપવાસનું પારણું કરે છે.

ચંદ્ર વૃક્ષ અને વનસ્પતિ પર અમૃતનું સિંચન કરે છે, એટલે એ 'ઔષધિનાથ' કહેવાય છે. કેટલીક ઔષધિ માત્ર માણેકઠારી પૂનમને દિવસે જ દરદીઓને આપવાથી ગુણકારી બને છે એવી માન્યતા છે. આસો માસની પૂનમને દિવસે



પાવરા ભીલનૃત્ય માટેનો ખાસ મુગટ



નૃત્ય કરતી ચાડિયા આદિવાસી સ્ત્રીઓ

ચાંદનીમાં મૂકી ઠંડું કરેલું દૂધ ચંદ્રમાને ધરાવી પછી પીવાથી કાયા કંચન જેવી થાય છે અને ધનધાન્ય ખૂબ મળે છે એમ કહેવાય છે.

ગ્રહણ અંગે પુરાણોમાં અને લોકસાહિત્યમાં ભાતભાતની અદ્ભુત અને વિચિત્ર કથાઓ છે. રાહુ અને કેતુ બે નીચ વર્ણના શત્રુઓ ચંદ્ર-સૂર્યને ગળવા માંડે છે અને નીચ વર્ણના લોકોને આપણે દાન આપીએ તો ગ્રહણ છૂટી જાય છે, એવી સામાન્ય માન્યતા ભારતભરમાં બધે જ છે. ગ્રહણ અત્યંત અશુભ મનાય છે. ગ્રહણના વેધ લાગે ત્યારથી લોકો સૂતક પાળતા હોય તેમ વર્તે છે. ગ્રહણ છૂટયા પછી માથાબોળ સ્નાન કરે છે. જનોઈ બદલે છે અને આખી ઘરવખરી ધોઈને (અથવા તો પાણીના છાંટા નાખીને) પવિત્ર કરી લે છે. ગ્રહણકાળમાં સાંબેલું પાણીમાં અધ્ધર ઊભું રહે છે એમ ઘણા માને છે. ઘરના દેવોને પાણીમાં ડુબાડી રાખે છે, બાધાઓ રાખે છે અને તાંત્રિકો જપ કરી સિદ્ધિઓ પણ આ જ કાળમાં પ્રાપ્ત કરી લેતા હોય છે. ગ્રહણકાળમાં જન્મેલાં બાળકો ખોડ-ખાંપણવાળાં હોય એમ મનાય છે; પણ જો ગાય એ અરસામાં વિયાતી હોય, તો એના ફેરા ફરવાથી પૃથ્વીપ્રદક્ષિણાનું પુણ્ય મળે છે! સડેલું અથવા વાંઝિયું ઝાડ હોય તો ગ્રહણ વખતે એ કાપવાથી સુધરી જાય છે – વાંઝિયા સ્ત્રીને આ ચોઘડિયામાં માર મારવાથી એનું વાંઝિયાપણું ટળે એવી પણ વિચિત્ર માન્યતા છે. ગર્ભવતી સ્ત્રીને માટે ગ્રહણકાળમાં બહાર નીકળવું અથવા ગ્રહણ જોવું નિષિદ્ધ ગણાય છે.

ચંદ્ર અને સૂર્યના સ્વભાવધર્મનું આલેખન કરતી એક કથા ઘણી લોકપ્રિય છે :

એક હતી ડોસી. એને ચાર દીકરા. ચંદ્ર, સૂર્ય, વાયુ અને અગ્નિ. એક દિવસ એક ધનિક એ છોકરાઓને જમવા તેડવા આવ્યા. ડોસી કહે, "રે'વા દોને ભાઈ! છોકરાઓ નકામા પજવશે!" પણ પેલા ભાઈ માને જ નહીં. આખરે ડોસી છોકરાઓને મોકલવા તૈયાર તો થઈ, પણ મોકલતાં પહેલાં ચારેયને વારંવાર કહ્યું, "જોજો હોં કે, તોફાન કરશો નહીં. આમતેમ દોડશો નહીં. બહુ ખા ખા કરશો નહીં. અને જે મીઠાઈ પીરસાય તેમાંથી થોડી મારે માટે લાવવાનું ભૂલશો નહીં." (આ મુખ્ય વાત!) છોકરાઓએ કહ્યું, "ભલે". અને ચારેય જણા ગયા જમવા. ત્યાં ગયા પછી ખૂબ તોફાને ચડયા. ધિંગામસ્તી કર્યાં. ખાસ્સું ઠાંસી ઠાંસીને ખાધું. ચારે ભાઈઓમાં એક ચંદ્રમાને મા યાદ આવી. એ ઠાવકો થઈને બેઠો. જમ્યો અને મા માટે મીઠાઈ લઈ ઘેર ગયો. ડોસીએ

બધાનાં ચારિત્ર જોઈ જોવા ઘેર આવ્યા કે તરત ખૂબ ટીપ્યા. એણે સૂરજને શાપ આપ્યો કે હવેથી તું બળતો જ રહેશે. કોઈ તારી સામે જોઈ પણ નહીં શકે! અગ્નિને કહ્યું, "દુનિયાને તારી જરૂર છે. એટલે તને શું સજા આપું? પણ તું બહુ ક્રોધી થશે. તારી પાસે આવશે એને બાળીને ભસ્મ કરશે. એટલે કોઈ તને પાસે નહીં રાખે." પછી વાયુની કાનપટ્ટી પકડીને કહ્યું, "મૂઓ તું! તું વળી વકરી જાય ત્યારે લોકોને કનડશે. કોક વાર, કારણસર લોકો તારો ભાવ પૂછશે. પણ હંમેશને માટે તારું કોઈ ધ્યાન નહીં રાખે!" એ સાંભળી ત્રણે છોકરાઓને દુઃખ થયું. છતાં માનો શાપ એમને સદંતર ભોગવવો જ પડ્યો. બાકી રહ્યો ચંદ્ર. માને એનું વર્તન ગમી ગયું હતું. એને પાસે લઈ ડોશીએ એનાં દુખડાં લીધાં અને કહ્યું, "દીકરા, દુનિયાનાં નાનાં મોટાં સૌ તને પોતીકો ગણશે. તારા પર પ્રેમ કરશે. તારા સૌમ્ય શીતળ તેજથી લોકો તારા પર મોહી પડશે. તું પણ હંમેશાં લોકોનું હિત કરતો રહીશ. બધે તને આવકાર જ મળ્યા કરશે. તારું ભલું થજો."

થયું. તે દિવસથી સૂર્ય આગ ઓકવા લાગ્યો. એના પ્રખર રૂપ સામે કોઈ આંખ નથી માંડી શકતું. અગ્નિ ભડભડ બળવા લાગ્યો. જો કોઈ પાસે જાય તો બળીને ખાખ જ થાય, અને વાયુ વળી વાવાઝોડાથી ઉત્પાત મચાવતો ઘૂમવા લાગ્યો. એ ત્રણે બહુ ત્રાસ આપે તો લોકો વરસને વચલે દહાડે એમની શાંતિ કરવા પૂજાપાઠ કરતા. પણ અમસ્તાં કોઈ એ ત્રણમાંથી એકેયનું નામ ન લે. પણ ચંદ્રમા સૌને ગમે. નાનાં નાનાં ભૂલકાં પણ લાડથી એને મામા કહી બોલાવે. ઘીમાં બોળી બોળીને ખાંડપોળી ખવડાવે. કેટલાંયે લોકગીતો અને બાળગીતો ગાઈ એને રીઝવે.

સૂરજની જેમ વરુણદેવ પણ જગતને ચૈતન્ય આપવાવાળા દેવ છે. એ દેવની પૂજા પણ લોકો પૂરા ભાવથી કરે છે. એને પ્રસન્ન કરવા જૂના જમાનામાં યજ્ઞયાગ કરવામાં આવતા. એ વરુણદેવના જન્મની વાતો બાળકોએ દાદી પાસે સાંભળી હશે. તે પણ ખાસ્સી મજાની છે :

એક હતી ડોસી. એ ઘરમાં ઝાડુ વાળતી હતી. ઘરમાં ઘૂઘરા તળાતા હતા. એની સુગંધથી લોભાયેલું આકાશ ડોસીના પગમાં ભરાતું અથડાતું પેઠું ઘરમાં. અને બધા ઘૂઘરા ખાઈ ગયું! ડોસીએ આ જોયું ત્યારે આકાશને પકડી ખાસ્સો મેથીપાક ચખાડ્યો. એનાથી નાસી છૂટવા આકાશ હવામાં ઊંચે ઊડ્યું.

સાથે સાથે એને ઠોકતી ડોસી પણ ઊંચે ઊડી. ત્યાં આકાશના ઘરમાં વાદળાંની ભીડ. ડોસીને દયા આવી. એ ત્યાં ઘંટી પર બેઠી અને ચણા ભરડી સૌ વાદળાંને જમાડ્યાં. પણ વાદળાં કાંઈ ઓછાં નહોતાં. એમાંથી કેટલાંકે બસ અકરાંતિયાની માફક ખા ખા કર્યું. ત્યારે ડોસી પાછી ખિજાઈ અને વાદળાંને ટીપવા લાગી. માર ખાઈ ખાઈને બાપડાં કાળાં કાળાં થઈ ગયાં. છતાં ડોસી તો ભાન ભૂલીને મારતી જ રહી. એટલાં માર્યાં, એટલાં માર્યાં કે બિચારાં વાદળાંનાં પેટ ફૂટી ગયાં! મોંમાંથી, નાક-આંખમાંથી પાણી નીકળ્યું અને ધરતી પર મુશળધાર વરસાદ વરસવા લાગ્યો.

આ જળધારાએ પૃથ્વી પરના લોકોને જીવનદાન આપ્યું. તેથી લોકો વર્ષાને પૂજવા લાગ્યા. એની સ્તુતિ કરવા ઋષિમુનિએ સ્તોત્રો રચ્યાં, કવિઓએ કાવ્યો કર્યાં અને લોકોએ અસંખ્ય ગીતો રચી વર્ષાને રીઝવી.

પંચમહાભૂતો સાથે પર્વત, નદીઓ, તળાવો, નાનાંમોટાં જળાશય, ધોધ વગેરે કુદરતી ચમત્કારોની પૂજા લોકોએ ભાવથી કરી છે. નિસર્ગના સાન્નિધ્યમાં રહેતા આદિવાસીઓ અને ગિરિજનોનાં જીવનમાં આવા ચમત્કારોને ખૂબ મહત્ત્વનું સ્થાન અપાય એ સ્વાભાવિક છે. પુરાણોમાં પણ આવી પૂજાઓનાં દૃષ્ટાંતો અપાયાં છે. કુળદેવતા અથવા ગ્રામદેવતા મોટે ભાગે આવા કુદરતી ચમત્કારો-માંથી જ સર્જાયેલા હોય છે.

કૂવો, તળાવ કે જળાશય હોય ત્યાં 'સાતીઆસરા' નામના જળદેવતાનો વાસ હોય છે એવી લોકમાન્યતા મહારાષ્ટ્રનાં ગામડાંઓમાં છે. એમાંનો 'આસરા' શબ્દ 'અપ્સરા' પરથી આવ્યો છે. અપ્સુ-સરતિ — અપ્સરા — એટલે પાણીમાં સંચાર કરે એ અપ્સરા. ભૂમિપૂજાની વિધિ છે. એવી જ 'સાતીઆસરા'ની પૂજાવિધિ છે. પૂજાની સામગ્રીની સંખ્યામાં થોડો ફેરફાર ખરો. જળદેવતાને છાબ ધરાવવાથી જળસમાધિ મળવામાંથી બચી જવાય. જળમાં વસતા પિશાચો કનડે નહીં એટલા સારુ આ પૂજા ખાસ કરે છે.

મહારાષ્ટ્રમાં નદીઓને 'લોકમાતા' કહે છે. સામાન્ય માણસો ચોક્કસ ફળપ્રાપ્તિની આશા મનમાં રાખી જળદેવતાની પૂજા કરે છે. એને સાડી, ચોળી, શ્રીફળ વગેરે ધરાવે છે.

મહારાષ્ટ્રમાં વૃક્ષપૂજાનું માહાત્મ્ય પણ ઘણું છે. વડ, પીપળો, તુલસી, ઉંબર વગેરે વૃક્ષ-વનસ્પતિની પૂજા વિધિસર કરવામાં આવે છે. પીપળો તોડવાથી બ્રહ્મહત્યાનો

દોષ લાગે છે. અને તોડનારના વંશનો ક્ષય થાય છે, એવું માની લોકો પીપળાને જનોઈ આપી પુણ્ય કરે છે.

તુલસી પાસે શ્રીકૃષ્ણ વસે છે, એટલે તુલસીની પૂજા કરી રોજ સમીસાંજે ક્યારામાં દીવો પ્રકટાવે છે. કાર્તિક માસની શુક્લ પક્ષની અગિયારસને દિવસે (દેવઊઠી અગિયારસ) તુલસીનાં લગ્ન પણ ધામધૂમથી કરે છે.

જ્યેષ્ઠ માસની પૂનમને દિવસે પરિણીત બહેનો વડની પૂજા કરી અખંડ સૌભાગ્ય માટે પ્રાર્થના કરે છે.

ઉંબરાના ઝાડ તળે દત્તાત્રયનો વાસ હોવાથી એનું પણ વિધિપૂર્વક પૂજન કરવાનો રિવાજ છે.

નાનાં છોકરાંઓને નજર ના લાગે અને ભૂત ન વળગે એટલા સારુ લીમડાની ડાળી બારણા પર અને બાળકના ઘોડિયા પર બંધાય છે.

વૃક્ષપૂજાની માફક પ્રાણીપૂજાનું પણ મહારાષ્ટ્રમાં ઘણું મહત્ત્વ હોય છે. નાગપાંચમને (શ્રાવણની પાંચમ) દિવસે નાગને ભાઈ માની એની પૂજા કરી દૂધ-ધાણીનો ભોગ ઘેર ઘેર ધરાવે છે.

દિવાળીમાં (વાઘબારસને મહારાષ્ટ્રમાં વસુબારસ કહે છે) બારસને દિવસે દુધાળાં ઢોરને પૂજે છે. 'બૈલપોળા'નો તહેવાર ખેડૂતો ધામધૂમથી ઊજવે છે. એ દિવસે બળદોને નવડાવી એમનાં શિંગડાં લાલ રંગે રંગે છે. એમનાં શરીર પર ગેરુ કે કંકુના થાપા પાડે છે. ભાતીગળ ઝૂલ ઓઢાડી ગામ આખાના બળદોનું મોટું સરઘસ કાઢે છે. તે દિવસે એમને શીરો કે ગળી રોટલી જમાડે છે અને પૂરેપૂરો આરામ આપે છે.

લગ્નપ્રસંગે ગ્રહશાંતિ કરી ઇષ્ટદેવની સ્થાપના કરતી વખતે કેટલાંયે વૃક્ષવેલી અને પશુપક્ષીઓનાં પણ નામ એમાં દેવાય છે. જે વૃક્ષવેલી કે પશુપંખી દેવકમાં હોય એમને દુભાવાય નહીં. સમાન ઇષ્ટદેવવાળાં કુટુંબોમાં સગાઈ ન થાય.

હંસકન્યાની કથા થોડાક ફેરફારો સાથે દુનિયાભરમાં કહેવાતી હોય છે. શતપથ બ્રાહ્મણના વખતથી એ ચાલતી આવી છે. ઋગ્વેદમાં પુરુરવા અને ઉર્વશી સંવાદનાં જે સૂક્તો છે એના પરથી શતપથ બ્રાહ્મણમાં જે કથા આવે છે તે આ પ્રમાણે છે:

ઉર્વશી પુરુરવા પાસે રહેવા તૈયાર થઈ, પણ એની એક શરત હતી. નિર્વસ્ત્ર અવસ્થામાં પુરુરવા એની સામે ના આવે. ગંધર્વોને સ્વર્ગમાં ઉર્વશી

વિના ન ગમવાથી એમણે યુક્તિ યોજી પુરુરવા પાસે એની શરત તોડાવી. તે ક્ષણે ઉર્વશી એને ત્યાંથી અલોપ થઈ ગઈ. વિરહથી વ્યાકુળ થયેલા પુરુરવા ગામેગામ ભટકતા હતા ત્યારે એક સરોવરમાં હંસીનું રૂપ લઈને તરતી ઉર્વશી દેખાઈ. તે વખતે એ બે વચ્ચેનો સંવાદ ઋગ્વેદમાં આવે છે. હકીકતમાં પુરુરવા અને ઉર્વશીની કથા એ એક રૂપક છે. પુરુ એટલે મોટો અને રવ એટલે અવાજ. મોટો અવાજ કરતો મેઘ એટલે પુરુરવા. અને ઉર્વશી અપ્સરા એટલે પાણીમાં સંચાર કરનારી દેવી છે. અહીં પાણીભર્યાં વાદળાંને વળગી રહેતી વીજળી છે.

કાલિદાસના 'વિક્રમોર્વશીય' નાટકમાં ઉર્વશીને પંખીની માફક ઊડતી બતાવી છે. હંસની ઉપમા પણ કાલિદાસે ઘણી વાર આપી છે.

'અરેબિયન નાઇટ્સ'માં બસરાના હસનની એક હંસકથા છે. સેબેલસ ટાપુના લોકો સ્વર્ગીય વૃક્ષની એવી જ જાતની કથા કહે છે. ગ્રીસની લોકકથાઓમાં હંસી એ પ્રેમપંખીનું રૂપ છે.

આપણે ત્યાં 'પંચતંત્ર'માં સુંદર પ્રાણીકથાઓ છે. ઘણા ગુણાઢ્યને એનો રચયિતા માને છે, તેમ પ્રાચીન મહારાષ્ટ્રમાં સાતવાહનોના રાજ્યકાળમાં થઈ ગયો હોય તો લોકકથા અને પ્રાણીકથાઓની ગંગોત્રી જ મહારાષ્ટ્રમાં છે, એવું માન સાથે કહી શકાય.

# 3. પરંપરાગત રીતરિવાજ

મહારાષ્ટ્રમાં અત્યાર સુધી સંયુક્ત કુટુંબપદ્ધતિ અસ્તિત્વમાં હતી. મોટા ઘરનું નામ, ખાનદાની અને કુળાચાર એનું મહત્ત્વ સૌ કોઈ જાળવે. કુટુંબની વડીલ સ્ત્રીઓ વહુદીકરીઓને કુળાચાર શીખવે. વારતહેવારે સગાંવહાલાં ભેગાં મળે અને કુળાચારનું પાલન સૌની સાક્ષીએ થાય. એ નિમિત્તે આપણું સંસ્કારજીવન પણ સમૃદ્ધ બને. આ બધું સરખી રીતે થાય એટલા માટે સાસરું અને પિયર એ બે ઘરના સંબંધો જાળવવા બહેનો બહુ સજાગ રહેતી. સાથે સાથે છોકરાઓના મનમાં બંને બાજુનાં સગાંઓ માટે સરખું માન અને લાગણી થાય, એને માટે પણ પ્રયત્નશીલ રહેતી. ફોઈ અને કાકા ભત્રીજાને લાડ લડાવે અને માશી-મામા ભાણેજને રાખે. નાના-નાની અને દાદા-દાદી પૌત્ર-પૌત્રીને વહાલ કરે એવું સ્વાભાવિક વાતાવરણ કુટુંબજીવનની સુવાસ છે. એટલું જ નહીં, પણ સંબંધી, પડોશી અને મિત્રમંડળ પણ કુટુંબજીવનમાં અગત્યનો ભાગ ભજવે છે. છોકરાઓ સારી પેઠે કેળવાય એટલા માટે આવાં કુટુંબોમાં વાતાવરણ સાથે કુળાચાર અને જાતજાતની કથાવાર્તા, વારતહેવાર, કોયડા અને ઉખાણાં, કહેવતો વગેરે પણ ઘણાં ઉપયોગી પુરવાર થયાં છે.

બાળકનો જન્મ એટલે મોટો આનંદનો પ્રસંગ. એની વધામણી આપવા ઘેર ઘેર પેંડા કે સાકર લઈ માણસ જાય અને બારણે શરણાઈ જેવાં મંગળવાદ્ય વાગે. પાંચ શુકનવંતી સોહાગણો ઘડા ભરીને ઘરનાં પગથિયાં પર રેડે. બારમે દિવસે સગાંસંબંધીઓને અને આડોશીપાડોશી સ્ત્રીઓને બોલાવી માની તથા બાળકની આરતી ઉતારી માનો ખોળો સાડી, ચોળી અને શ્રીફળથી ભરે છે. બાળકને નવાં કપડાં-ઘરેણાં પહેરાવી ફૂલથી સજાવેલા પારણામાં મૂકી એનું નામ પાડે છે. એ પ્રસંગે 'પારણાં'નાં ખાસ ગીતો ગાય છે. પછી પેંડા અને મીઠાઈ આપી આનંદ કરે છે.

બાળકની છઠ્ઠીની પૂજાને દિવસે એના ગળામાં જીવતીનું માદળિયું બાંધે છે. નાની કુંવારિકાની પૂજા કરી એને હાથે બાળકના કાંડા પર કાળા રંગના 'દૃષ્ટિમણિ' બંધાવે છે. પગમાં પંચધાતુના વાળા પહેરાવે છે.

દેવ પાસે દીકરો માગવા કુળદેવીની બાધા રાખે છે – "જોજે મા, દીકરો આવે તો પગે લગાડી સવા મણ સાકર વહેંચીશ – કે પછી પેંડા વહેંચીશ" એવી બાધા હોય છે. પુત્રજન્મ પછી વાજતે-ગાજતે એને પગે લગાડવા લઈ જાય અને બાધા પૂરી કરે. કેટલીક વાર ખોટની દીકરી માટે પણ બાધા રાખે છે.

છોકરાંઓ મોટાં થયાં પછી એમને માટે યોગ્ય ઘર-કુટુંબ શોધી એમને પરણાવવાનાં હોય ત્યારે બને ત્યાં સુધી પોતાના વાડાનું ઘર જ પહેલાં પસંદ કરવામાં આવે છે. જ્ઞાતિગોત્ર સાથે ખાનદાની અને ચારિત્ર્યનો વિચાર પણ કરવાનો હોય છે. વાતચીત પાકે પાયે થયા પછી ઘેર ઘંટી મૂકી, પાંચ સોહાગણ બહેનોને તેડી એમને હાથે શુકનની હળદર દળાવે છે. ઘંટીની પૂજા કરી ઘરમાં જે દીકરો કે કન્યા પરણાવવાવાળી હોય એને ખૂબ ગીતો ગાઈને આ હળદર ચોળે છે.

લગ્ન લીધા પછી વરકન્યાને સ્નાન કરાવીને માંડવામાં, ચોરીમાં પધરાવે છે. ત્યાં એ બંનેના સેસ ભરવાનો એક રિવાજ હોય છે. એક સોહાગણ સ્ત્રી બે મુઠ્ઠીમાં ચોખા રાખી વરકન્યાના ઘૂંટણ પર, ખભા પર અને માથે એ મુઠ્ઠી અડકાડી 'અલાબલા ટળે અને જોડું સુખી થાય' એવી પ્રાર્થના કરે છે. લગ્નના માંડવામાં આંબાનાં તોરણ ઉપરાંત બારણે કસબી પાસેથી ખાસ કરાવેલું સોનેરી તોરણ કેળના સ્તંભને બંધાય છે. એની બાજુમાં વાજાંવાળાની બેઠક હોય છે. લગ્નવિધિમાં લાજાહોમ, સપ્તપદી, કન્યાદાન અને હસ્તમેળાપ એ ચાર મુખ્ય વિધિ ગણાય. લગ્નસમારંભ પછી કુળાચાર તરીકે 'ગોંધળ' કરવામાં આવે છે. કુળદેવતાને રીઝવવા માટે પૂજન કરી સ્તુતિનાં ગીતો 'ગોંધળ' વખતે ગવાય છે. એ ગીત ગાનારાઓને 'ગોંધળી' કહે છે.

ગોંધળી ખાસ કરીને ભગવાન પરશુરામની માતા રેણુકાના અથવા તુળજા ભવાનીના ભક્ત હોય છે. એ ગળામાં કોડીની માળાઓ પહેરે છે. માથે પાઘડી અને શરીરે તેલ નીતરતો ડગલો પહેરે છે. હાથમાં ડબા પર તાર બાંધીને બીજા એકતારા જેવું કરેલું 'તુણતુણે' નામનું વાદ્ય હોય છે અને કરતાલ જેવું 'સંબળ' બીજા હાથમાં રાખે છે. ગોંધળની શરૂઆત દેવદેવીઓને નોતરાં આપીને કરાય છે. 'મોરેશ્વર ગણા ગોંધળા યે' એવી રીતે ગણેશને તેડીને પછી બીજા દેવોને આમંત્રણ આપે છે.

ગોંધળ ઘરના આંગણામાં, ચોકમાં અથવા પરસાળમાં થાય. જુવારના ત્રણ ડાંડલા બાંધી એના પર તરભાણું મૂકી એમાં દેવની સ્થાપના કરે છે. પછી

આગળ મંગળકળશ મૂકી હાથમાં બળતી મશાલ લઈ એક ગોંધળી નાચે છે. બીજા સંબળ અને તુણતુણે વગાડીને ગાય છે. ગાયનોની શરૂઆતમાં પોતાની વાણીને 'ઉદે બોલ વાચે' (માની જય વગર બીજું બોલ મા) એવી આણ ઉચ્ચારી ગોંધળી બાંધે છે. આખી રાત આ નૃત્યગાયનની મહેફિલ ચાલે છે. પછી પાટલા પર ચોખાનો ચોક કરી ચારે ખૂણે કોપરું, ખારેક, સોપારી, હળદર અને કેળાં મૂકી વચ્ચે મંગળકળશ સ્થાપી નવપરિણીત વરકન્યા પાસે પૂજા કરાવે છે. આ પૂજાનું બહુ મોટું મહત્ત્વ છે. મહારાષ્ટ્રમાં 'ગોંધળ'ની પ્રથા સદીઓથી ચાલતી આવી છે. જૂના ગ્રંથોમાં પણ એ પૂજાના ઉલ્લેખ મળી આવે છે.

ગોંધળમાં ગાવા માટે ગોંધળી ઉપરાંત વાઘ્યા અને મુરળીને પણ તેડાવે છે. વાઘ્યા-મુરળી ખંડોબા દેવના ભક્ત હોય છે. (ખંડોબા મહાદેવજીનું રૂપ છે) દેવના રંગભોગ અને અંગભોગ માટે છોકરાઓ અને છોકરીઓ અર્પણ કરેલા હોય એમને વાઘ્યા અને છોકરીઓને મુરળી કહે છે. હવે એવી રીતે છોકરાઓ અર્પણ કરવાની કાયદાએ બંધી કરી છે.

મુરળી હળદરથી રંગેલું પીળું વસ્ત્ર પહેરે છે. કપાળે પિયળ કરે છે. પગમાં ઝાંઝર અને સાડીને છેડે ઘંટડી બાંધેલી હોય છે. વાઘ્યાના હાથમાં 'દિમડી' (મશાલ જેવું બળતું દોરડું) હોય છે. નાચતા નાચતા વચ્ચે 'હબ હબ હબ' એવો અવાજ કરે છે. એમના ગીત-નૃત્યમાં ખંડોબાની લીલાનું વર્ણન હોય છે.

પૂજા પછી પૂરણપોળીનો ભોગ ધરાવાય છે અથવા કુળાચાર પ્રમાણે બત્રીસ ભોગ, રાજભોગ વગેરે પણ ધરાવાય.

લગ્નકાર્ય પતી જાય, પછી રત્નાગિરીના જ્યોતિબા, જેજુરીના ખંડોબા, શિખર શિંગણાપુરના મહાદેવ, તુળજાપુરનાં ભવાની મા, કોલ્હાપુરનાં અંબાજી માતા – જે જેને માનતા હોય ત્યાં વરકન્યાને પગે લગાડવા લઈ જવાનો રિવાજ છે. એમને હાથે ત્યાં મહાપૂજા કરાવી, મહાનૈવેદ્ય ધરાવે. મંદિરમાં જાગરણ કરાવે. નવદંપતીને હાથે કરાયેલી આ વિધિને 'વાવરજત્રા' કહે છે.

કુળદેવતાની પૂજા સાથે વસવાયાની સોહાગણ સ્ત્રીની પૂજા કરવાનો રિવાજ પણ ઘણાં કુટુંબોમાં હોય છે. ખેડૂતને ઘેર નવી વહુ ગૃહપ્રવેશ કરે તે પહેલાં **'આને પગલે ભેંસ ઘણું દૂધ આપે તો એને દહીં-ભાત, શ્રીફળ, કપૂર અને અગરબત્તી ધરાવીશ.' – એવું કહી બાધા રાખી વહુને ઘરમાં લાવે છે.**

લગ્ન પછી પહેલું વર્ષ દરેક વારતહેવારે કન્યા અને જમાઈને તેડાવી લાડકોડથી ભેટસોગાદ આપી ભાતભાતનાં ભોજન વગેરે જમાડવાની ધમાલ ચાલતી જ હોય. એ દરમિયાન જો કન્યાને સારો દી આવે તો તો સોનામાં સુગંધ! સરખી સહિયરો બોર, આમલી, અંજીર ને પેરુના બાગમાંથી છાબડીઓ ભરી ભરીને અભાવાવાળીને ભાવતું ખવડાવે છે. મોટીબહેનો એને બાજઠ પર બેસાડી હાથમાં લીલી ચૂડી પહેરાવે. લીલા રંગનો બુટ્ટીદાર સાળુ પહેરાવે. ઘરમાં રોજ તમતમતું ફરસાણ થાય. પોતાની સ્થિતિ પ્રમાણે હિંડોળા પર, હોડીમાં અથવા માંડવીમાં બેસાડી સરખી સાહેલીઓ સાથે ઉજાણી કરાવે. ભાત-ભાતનાં ભોજન અને સુંદર અર્થવાળાં ગીતો વડે ગર્ભવતીને આનંદમાં રાખવા સૌ કોઈ પ્રયત્ન કરે. 'ગર્ભવતી તારો ગર્ભ શાનદાર, પેટે અવતરે વિષ્ણુ અવતાર' એવી ભાવના સાથે સાસરિયાં અને પિયરિયાં અછો અછો વાનાં કરે છે.

લગ્ન પછી પહેલાં પાંચ વર્ષ સુધી મહારાષ્ટ્રની, ખાસ કરીને બ્રાહ્મણ બહેનો મંગળાગૌરીની પૂજાનું વ્રત કરે છે. શ્રાવણ માસના દર મંગળવારે આ પૂજા કરાય છે. પણ પહેલા વર્ષની પહેલી પૂજા અને પાંચમા વર્ષની છેલ્લી પૂજા વિશેષ ધામધૂમથી કરે છે.

મંગળાગૌરી એ માત્ર પૂજા નહીં પણ સાથે સાથે વ્રત પણ છે. વ્રતને લોકભાષામાં 'વસા' કહે છે અને વ્રત કરવાવાળી વહુ-દીકરીઓને 'વસોળી' કહે છે. અખંડ સૌભાગ્ય મળે અને ઘરમાં સુખસમૃદ્ધિ વધે એ હેતુથી આ વ્રત કરે છે.

મંગળાગૌરીની પૂજા માટે સોળ જાતનાં પાન અને મળે એટલાં ફૂલ લેવાય છે. દેવીના હાથ, વસ્ત્રો વગેરે ફૂલ ગૂંથીને બનાવે છે. લગ્ન વખતે ગૌરીહરના પૂજનમાં મૂકેલી દેવીની જ આ પૂજા માટે સ્થાપના કરવાની હોય છે. બાજઠ પર, પાનફૂલના સાથિયા પર લોટના આસન પર, દેવીની સ્થાપના કરી એને લોટના અલંકાર ચડાવી "મા, તું લોટના લે અને અમને સોનાના આપ" એવી પ્રાર્થના કરે છે. પૂજામાં બેઠેલી વસોળીઓ અભ્યંગસ્નાન કરી સોળે શૃંગાર સજી પૂજા કરતી હોય છે ત્યારે એ દૃશ્ય બહુ સુંદર હોય છે. પૂજા પછી પૂરણપોળીનો મહાનૈવેદ્ય હોય છે. સાંજે હળદીકંકુ લેવા બહેનોને બોલાવે છે. ત્યાર પછી પારિજાતક અને ગુલબાસની માળા ચડાવી વસોળીઓ દેવીની આરતી કરી ધાન્યફરાળ કરે છે. અને ત્યાર પછી આખી રાત જાગરણ કરે છે. ગીતોની રમઝટ અને રમતો વચ્ચે રાત ક્યાં પૂરી થાય છે ખબર પણ નથી

પડતી. પરોઢિયે નાહીધોઈ, ઉત્તરપૂજા કરી, દહીંભાતનો ભોગ ધરાવી વસોળીઓ અને ભેગી થયેલી સહિયરો પોતપોતાને ઘેર જાય છે. મંગળાગૌરી એ આદિમાયા પાર્વતીજીનું એક સ્વરૂપ છે.

બાળકની બાલ્યાવસ્થા પૂરી થતાં પાસે રહેતા કોઈ વિદ્વાન પંડિતને ત્યાં જઈ એ સદાચારી અને જ્ઞાનસંપન્ન ગુરુને પોતાના પુત્રને શિષ્ય તરીકે સ્વીકારવાની વિનંતી છોકરાના વાલી કે પિતા કરતા. એને માટે જે ધાર્મિક વિધિ છે એને 'મોજીબંધન' યજ્ઞોપવીત વિધિ અથવા જનોઈ કહે છે. એ સમયે વિધિપૂર્વક જનોઈ પહેરી જ્ઞાનની દીક્ષા તરીકે ગાયત્રી મંત્ર શીખવાય એવી પ્રથા હજુ પણ છે. જનોઈ પહેર્યા પછી છોકરો દ્વિજ (એટલે બીજો જન્મ પ્રાપ્ત થયેલો) થયો ગણાય છે. પહેલો જન્મ માતાપિતા આપે છે, અને આ બીજો જન્મ ગુરુકૃપાથી થાય છે. આ સંસ્કારને ઉપનયન સંસ્કાર પણ કહે છે. સદીઓ પહેલાં છોકરાની માફક છોકરીઓને પણ જનોઈ અપાતી હતી.

મનુસ્મૃતિમાં* યજ્ઞોપવીતનું વિગતવાર વર્ણન આવે છે. એ પવિત્ર દોરો ગળામાં પહેરતા વિદ્યાર્થીની અથવા બટુકની માતા સાવિત્રી ગણાય, અને પિતા ગુરુ ગણાય, એવું મનુસ્મૃતિમાં જણાવ્યું છે. યાજ્ઞવલ્કયના મતાનુસાર વેદોનું અધ્યયન અને જીવનનું તત્ત્વજ્ઞાન એ જ આ ઉપનયન સંસ્કારનું મુખ્ય લક્ષ્ય છે. એટલે જ માનવીના જીવનમાં આ સંસ્કારને પ્રધાન શિક્ષણ માનવામાં આવે છે. એ સંસ્કાર વિશે ઘણા વિચારકોએ પોતાના વિચારો ગ્રંથસ્થ કર્યા છે. આજકાલ મોટેભાગે આઠમે વર્ષે આ સંસ્કાર થાય છે. છોકરીઓને જનોઈ આપવાની પ્રથા નથી.

એવી માન્યતા છે કે મહા મહિનામાં જનોઈ આપવાથી પુત્રને ધનપ્રાપ્તિ સારી થાય છે. ફાગણમાં જનોઈ આપવાથી પુત્ર વિદ્વાન થાય છે. ચૈત્ર માસમાં જનોઈ આપવાથી એ વેદશાસ્ત્રસંપન્ન અને બહુશ્રુત થાય છે. વૈશાખ માસમાં જનોઈ આપવાથી સર્વ સુખ પામે છે. જ્યેષ્ઠમાં જનોઈ લેનારા બહુ શાણા અને વ્યવહારકુશળ બને છે. આષાઢ માસમાં ઉપનયન સંસ્કાર કરવાથી એ શત્રુઓને જીતવામાં સમર્થ નીવડે છે. આ સંસ્કાર માટે પૂર્વજોએ આ પ્રકારની

*तत्र यद् ब्रह्मजन्मास्य मौंजीबन्धनचिह्नितम् ।
तत्रास्य माता सावित्री पिता त्वाचार्य उच्यते ।।
म. स्मृ. २,१७०

ભવિષ્યવાણી લખી રાખી છે. કોઈ પણ મહિનામાં શુક્લપક્ષનું મુહૂર્ત જનોઈ માટે શુભ ગણાય છે. શુભ શીતલ ચાંદનીમાં અધ્યયન સુખેથી થાય એવો હેતુ કદાચ હોઈ શકે.

ઉપનયન સંસ્કારની આગલી રાતે ગણેશ, શારદા અને લક્ષ્મીની પૂજા બટુક પાસે કરાવે છે. એનાં કપડાં પીળાં હોય છે. પીળા રંગથી મન શાંત રહે અને સમતા રાખી એ ગુરુગૃહે જઈ શકે એવું મનાય છે.

જનોઈને દિવસે વહેલી સવારે સ્નાન કરી પવિત્ર વસ્ત્રો પહેરી બટુક મા પાસે બેસી માની થાળીમાંથી મિષ્ટાન્ન જમે છે. આ વિધિને માતૃભોજન કહે છે. ત્યાર પછી વ્રતસ્થ બટુક માની થાળીમાંથી પણ કશું ખાઈ શકતો નથી. (પછી બીજાની તો વાત જ ક્યાં!) માતૃભોજન પછી બ્રાહ્મણભોજન થાય. ત્યાર પછી બટુકના વાળ ઉતરાવી મુંડન કરવામાં આવે. ત્યાર પછી વિધિપૂર્વક સ્નાન કરાવી કોપીન પહેરાવે અને ત્યારથી એ બાળબ્રહ્મચારી ગણાય. બટુક ગુરુને પગે લાગી પોતાને શિષ્ય તરીકે સ્વીકારવા વીનવે છે. એ વિનંતી માન્ય કરી ગુરુ એને શિષ્યને યોગ્ય એવાં વસ્ત્ર પહેરવા આપે છે અને કહે છે, "વત્સ, દેવોના ગુરુ બૃહસ્પતિએ ઇન્દ્રને જેમ અમરપદનાં વસ્ત્ર આપ્યાં તેમ હું આશીર્વાદ સાથે આ વસ્ત્રો તને આપું છું. એ ધારણ કરીને તું શતાયુષી થા. તું સર્વત્ર વિજયી થા. તને બધે માનસન્માન પ્રાપ્ત થશે."

બટુકને પહેરાવાનું યજ્ઞોપવીત કુંવારી બ્રાહ્મણ કન્યાએ કાંતેલા સૂતરમાંથી બ્રાહ્મણ બ્રહ્મગાંઠવાળીને બનાવે છે. એક એક ગાંઠ પાછળ કુટુંબમાં બની ગયેલી યાદગાર ઘટનાની સ્મૃતિ હોય છે. આ જનોઈની લંબાઈ બટુકની લંબાઈ જેટલી હોય છે. મોટા માણસની ચાર આંગળીને વેઢે છન્નુ વેઢા લઈ એ લંબાઈ મપાય છે. બટુકને બેસવા મૃગ અથવા બકરાનું ચામડું આપે છે. એને 'મૃગાજિન' કહે છે.

ઉપનયનની બાકીની વિધિ લગ્નવિધિ જેવી હોય છે. જોકે હવે એ માત્ર કુળાચાર કે ઉપચાર થઈ ગયો છે, એટલે કેટલીક વાર લગ્નને આગલે દિવસે પણ આપવા ખાતર જનોઈ આપે છે.

હિંદુ ધર્મમાં જીવના સોળ સંસ્કાર કહ્યા છે. એમાં છેલ્લો સંસ્કાર તે મૃત્યુ પછી કરવામાં આવતો અંત્ય સંસ્કાર છે. માનવી જીવે ત્યાં સુધી સુખ, સંપત્તિ અને પરમેશ્વરની કૃપા મેળવવા પૂજા, વ્રત, કુળાચાર વગેરે કરે છે. એના મરણ પછી એને સદ્દગતિ મળે એટલા ખાતર એનાં સગાંવહાલાં એની અંત્યેષ્ટિ

ક્રિયા કરે છે. માણસ મરે છે ત્યારે એ દેહ મૂકે છે. આત્મા તો અમર છે એવી હિંદુ ધર્મની માન્યતા હોવાથી અંત્ય સંસ્કાર બહુ આસ્થાથી અને વ્યવસ્થિત રીતે કરાય છે.

મરણ પછી દેહને બહુ વાર ઘરમાં રાખતા નથી. પ્રાણ વગરનું શરીર સડવા લાગે અને એ જ્યાં સુધી ઘરમાં હોય ત્યાં સુધી બીજાના દુઃખનું કારણ થાય, એટલે બને તેટલું જલદી લઈ જવામાં આવે છે. મહારાષ્ટ્રમાં ઉચ્ચ વર્ણના પુરુષો મૃતદેહની આજુબાજુ બેસી ધર્મગ્રંથનું વાંચન કરે છે.

સ્મશાને લઈ જતાં પહેલાં દેહને ગરમ પાણીથી નવડાવી કોરા સફેદ વસ્ત્રથી બાંધી ઉપર સારું નવું વસ્ત્ર ઓઢાડવામાં આવે છે. પછી ફૂલ, ગુલાલ વગેરેથી એ દેહને શણગારી નનામી પર બાંધી ચાર સ્વજન ઉપાડે છે. હરિનામની ધૂન સાથે ભજનો ગાતાં ગાતાં એની અંતિમ યાત્રા સ્મશાને પહોંચે છે. પુત્રના, પૌત્રના અથવા અત્યંત નજીકના સ્વજનના હાથમાં દોણી હોય છે. એ સૌથી આગળ ચાલે છે. ઠાઠડીની પાછળ બીજા મિત્રો અને સગાંઓ ચાલે છે. સ્મશાનમાં ચંદન, છાણાં, ધૂપ, લાકડાં વગેરેથી ચિતા રચી પુત્ર અથવા પૌત્રને હાથે આગ અપાય છે. મરાઠી સ્ત્રી હંમેશા ચૂડી-ચાંદલા સાથેનું મરણ ભગવાન પાસે માગે છે. એવી પ્રાર્થનાનાં કેટલાંક ગીતો પણ ગવાય છે. પતિના ખોળામાં માથું મૂકીને જાય, તે ભાગ્યવાન ગણાય. પોતાની અંતિમ યાત્રામાં પતિ મોખરે હોય, પાછળ મોટું કુટુંબ અને સંબંધીઓ આવતાં હોય એવું એક સ્વપ્ન એના મનમાં હોય છે.

મુસ્લિમ લોકો દેહને દાટે છે. તેને પહેલાં સુગંધી તેલ-સાબુથી નવડાવી સફેદ કોરા વસ્ત્રમાં વીંટી શબપેટીમાં મૂકી ફૂલની માળાઓ ચડાવી શાનદાર જનાજો કાઢી કબ્રસ્તાનમાં લઈ જાય છે. બધી વિધિ ચાલતી હોય ત્યારે કુરાનનું વાચન ચાલતું હોય છે.

ગિરિજનો અને આદિવાસીઓમાં અંત્યવિધિના જુદા જુદા પ્રકાર હોય છે. પણ સૌ કાં તો દેહને બાળે છે અથવા દાટે છે. પારસી લોકો દોજખમાં રાખી પક્ષીઓને ખવડાવવામાં માને છે.

વેદોમાં અને પ્રાચીન ગ્રંથોમાં અંત્યવિધિની વિગતો આપેલી છે.

જૂના મહારાષ્ટ્રમાં પતિ સાથે પત્નીએ સતી થવાનો રિવાજ હતો. સોળે શૃંગાર સજી સ્ત્રી મૃત પતિનું માથું ખોળામાં રાખી ચિતા પર બેસતી.

કેટલીક વાર સતી થવા માટે જુલમ પણ થતા. બ્રિટિશ રાજ્યમાં આ પ્રથા કાયદાનો અમલ કરી બંધ કરાવવામાં આવી, અને સ્ત્રીના જીવનમાં થતો આ જુલમ દૂર કરાયો.

જાણીતી વ્યક્તિના મરણ પછી સ્મશાનમાં અગ્નિદાહ દેતા પહેલાં મૃત વ્યક્તિના ગુણગૌરવ પર ભાષણો કરવાનો રિવાજ છે. સ્મશાને ગયેલા લોકો ત્યાં નદીમાં સ્નાન કરી ઘેર પાછા ફરે છે અથવા ઘેર આવીને સ્નાન કરે છે. દસ દિવસ ઘરના માણસો સૂતક પાળે છે. દસમે દિવસે પિંડદાન કરે છે. અગિયારમે, બારમે દિવસે શ્રાદ્ધવિધિ કરે છે. આ ક્રિયાને ઉત્તરક્રિયા કહે છે. તેરમે દિવસે મૃત માણસના નજીકનાં સગાંઓને શોક મુકાવી મિષ્ટાન્નનું ભોજન કરાવે છે. તે દિવસે શોક મુકાવવાના રૂપિયા, લૂગડાં વગેરે પણ આપે છે.

ભાદ્રપદ માસનો કૃષ્ણ પક્ષ એ શ્રાદ્ધપક્ષ કહેવાય છે. ઘરના માણસોની શ્રાદ્ધતિથિને દિવસે છ શાક, વડી, કઢી-ભાત, દૂધી દાળ વગેરે રાંધી પિંડદાન કરે છે. આ દિવસોમાં કોઈ શુભ કાર્ય અથવા નવી ખરીદી વગેરે કરતા નથી.

# 4. વારતહેવાર અને મેળા

રોજની કડાકૂટને ભૂલી જઈ ઘડીક વાર આનંદ કરવાની ઇચ્છાથી માણસો વારતહેવારે પ્રભુની પૂજા કરી, પહેરી-ઓઢી, સારું ખાઈપીને સગાંવહાલાં સાથે મજા કરે છે. ઋતુચક્રના ફેરા સાથે થતાં કુદરતનાં પરિવર્તનો સાથે માનવીના મનના મેળ મળે છે. નવચેતન આપતી સૃષ્ટિ સાથે એકરાગ સાધવાનો ઉમંગ એના મનમાં સ્વાભાવિક રીતે હોય છે. પોતાના પૂર્વજોએ કરેલાં પરાક્રમોનું સ્મરણ કરવું એને ગમે છે. પૂર્વજોએ કરેલાં સંશોધનનો વારસો એ જાળવી રાખે છે. એ હેતુથી જ મોટે ભાગે કુળધર્મનું આયોજન થતું હોય છે.

માણસમાત્ર ઉત્સવપ્રિય છે. વારતહેવાર ઊજવવા, મેળામાં જવું, મહાપૂજાઓ કરવી, વ્રત કરવાં – એ બધું એને ગમે છે. મહારાષ્ટ્રી લોકો પરંપરાગત કુળાચાર, કુળધર્મ વગેરે શ્રદ્ધાથી પાળે છે. એમના સ્વભાવમાં ભગવદ્‌ભક્તિ છે. એ ધ્યાનમાં લઈ ખેતીવાડીના કામમાંથી જ્યારે નવરાશ મળે ત્યારે વ્રતપૂજાનાં પર્વો નિશ્ચિત કરાયાં છે; અને જ્યારે હાથમાં સાધન હોય, ધન અને ધાન્યની વિપુલતા હોય, ત્યારે વારતહેવાર, મેળાઓ વગેરે ગોઠવવામાં આવ્યા છે. એવા પર્વને નિમિત્તે સૌ ભેગા મળે, ભેગા બેસીને જમે, સૌ મળીને વિચાર કરે. હળવા-મળવાથી દ્વેષ કે ઈર્ષાના ભાવ મનમાંથી ચાલ્યા જાય અને બધાંના ઐક્યથી નવી શક્તિ નિર્માણ થાય, એ હેતુ પણ આ વારતહેવારો પાછળ હોય છે. એ સફળ થાય, એટલા ખાતર દેવપૂજાને એમાં અગ્રસ્થાન આપી દેવોની પૂજા-પ્રાર્થના ખાસ રાખવામાં આવે છે. બધાં ભેગાં મળે પછી મુણ્ડકોપનિષદમાં* કહ્યું છે તેમ "સૌએ સારી વાતો સાંભળવી, સારી કલ્યાણકારક વસ્તુઓ જોવી. આપણા સ્થિર શરીર વડે અને ચંચળ મન વડે પ્રભુની સ્તુતિપૂજા થાય એવું કરવું અને દેવોએ આપેલું આયુષ્ય આપણે ભોગવવું." એવી અપેક્ષાઓ સાથે ઊજવેલા પ્રસંગો આનંદદાયી બન્યા વગર કેમ રહે?

---

*भद्रं कर्णेभिः शृणुयाम देवाः भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभिर्व्यशेम देवहितं यदायुः ॥

વેદકાળના ઋષિઓ સૂર્ય-ચંદ્રની પૂજા કરતા. એમને રીઝવવા યજ્ઞયાગ કરતા. એ કરતાં કરતાં માસ, ઋતુ, નક્ષત્ર વિશેની ચોક્કસ ગણતરી પર એમણે કેટલાક સિદ્ધાંત નક્કી કર્યા. સૂર્યને જીવનનો મુખ્ય આધાર માનીને એમણે એની સ્તુતિ કરી છે.

દર બે મહિને ઋતુ બદલાય છે. વર્ષના બાર માસમાં વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત, શિશિર એવી છ ઋતુઓ કાળક્રમે આવે છે. મધુ, માધવ, શુક્ર, શુચિ, નભસ્, નભસ્ય, ઇષ, ઊર્જ, સહસ્, સહસ્ય, તપસ્ અને તપસ્ય એવા બાર માસનાં નામ વેદોમાં આપેલાં છે. મહિનાઓની ગણતરી કરવા આકાશનાં નક્ષત્રોનો આધાર લીધો, એટલે પછી એ નક્ષત્રો પરથી 'ચૈત્ર, વૈશાખ' વગેરે નામોથી મહિનાની ગણતરી થવા લાગી. પ્રત્યેક મહિનાનાં સુદ અને વદ એવાં બે પખવાડિયાં ચંદ્રની ગતિને અનુસરીને હોય છે. સોમ, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ અને રવિ એમ સાત વારનાં નામો ત્યાર પછી પ્રચલિત થયાં છે. વાર અને માસનાં નામ તે તે સમયના અધિષ્ઠિત દેવતા સાથે સંકળાયેલાં છે. અને હિંદુઓનાં મંગળ પર્વ અને તહેવારો નક્ષત્ર, માસ અને ઋતુઓ પર આધારિત છે.

ચૈત્ર સુદ પડવાને દિવસે મહારાષ્ટ્રમાં નવા વર્ષનો આરંભ થાય છે. તે દિવસે ઘેર ઘેર 'ગુડીઓ' ચડાવે છે. એનું વર્ણન આ પહેલાં આપણે જોયું છે. વહેલી સવારે ઊઠી અભ્યંગસ્નાન કરી ગુડી ચડાવી એની પૂજા કરી ગોળની કાંકરી સાથે સર્વરોગ-વિનાશક લીમડાનું પાન કરે છે. પછી મહાનૈવેદ્ય ધરાવે છે. આંગણું લીંપી સાથિયા પૂરે છે. ચિત્રાંગણના વ્રતનો આરંભ પણ પડવાથી જ થાય છે. દેવી નવરાત્ર પણ એ દિવસે બેસે છે.

ચૈત્ર પછી ચાર મહિના પ્રપાદાન વ્રત ઘણા કરે છે. પ્રપાદાન વ્રત એટલે પરબનું વ્રત. ધોમધખતા તાપમાં માત્ર માણસોને નહીં પણ પ્રાણીમાત્રને પણ જળદાન કરે છે.

ચૈત્રમાં પંચામૃતમાં આવતાં દહીં, દૂધ, મધ, સાકર, ઘીનો ત્યાગ કરી દાંપત્ય પૂજન કરવાનું વ્રત પણ કરાય છે. રામજન્મ અને હનુમાનજન્મના ઉત્સવો આ મહિનાના મોટા ઉત્સવો છે.

ગુડી પડવો, એટલે વર્ષપ્રતિપદાનો આખો દિવસ શુભ ગણાય. આ પડવો, દશેરા અને કારતક માસનો પડવો સર્વ શુભ અને અખાત્રીજનો દિવસ અડધો શુભ એવા સાડા ત્રણ દિવસ કોઈ પણ સારા કામ માટે ઉત્તમ ગણાય છે. ગુડી પડવાથી આરોગ્ય પ્રતિપદાવ્રત, વિદ્યાવ્રત અને તિલકવ્રત લેવાથી સુખ-સૌભાગ્યની પ્રાપ્તિ થાય છે.

ચૈત્ર સુદ તૃતીયાથી વૈશાખ સુદ તૃતીયા સુધી ગૌરી અને વિષ્ણુની પૂજા કરે છે. મૂર્તિઓને રોજ નવા શૃંગાર કરે છે. હિંડોળા ભરી દેવોનો દોલોત્સવ કરે છે. રોજ ષોડશઉપચારે પૂજા કરે છે. રૂપાની સાંકળે બાંધેલા સોનાના હિંડોળા પર દેવ વિરાજે છે. હોમ કરી 108 ઘીની આહુતિ રોજ આપે છે. દશે દિશાઓને ભાતના પિંડ ધરાવી શાંતિ કરે છે. એવી રીતે આખો મહિનો દોલોત્સવ કરે છે.

ચૈત્ર ગૌરીનો ઉત્સવ પણ એ વખતે જ હોય છે. એ દિવસોમાં ઘેર ઘેર હળદીકંકુનો સમારંભ ખૂબ આનંદથી અને ઠાઠમાઠથી થાય છે. કુટુંબની અને મિત્ર-પરિવારની બહેનોને માનથી ઘેર બોલાવવામાં આવે છે. ગૌરીમાને શણગારી એની પૂજા થાય છે. રમકડાં, ફૂલ, પાન વગેરે ગોઠવી સુંદર સજાવટ કરવામાં આવે છે. બહેનોને ચાંદલો કરી અત્તર, ગુલાબ, ફૂલ આપી પલાળેલા ચણાથી ખોળો ભરે છે. કેરીની દાળ અને બાફલો, કાકડીનું ખમણ, ટેટી, તરબૂચ વગેરેનો નાસ્તો કરાવે છે. રાત્રે જાગરણ કરી સૌ રમે છે. આ પૂજાને શીતલાગૌરી અથવા ચત્રગૌરીનું વ્રત કહે છે.

રામનવમીને દિવસે પૂજા કરી ઉપવાસ કરવામાં આવે છે. રાત્રે ભજન કરે છે. ઘણી જગ્યાએ આખો દિવસ રામાયણનું અખંડ વાચન કરવામાં આવે છે. મંદિરોમાં પારણાંનો ઉત્સવ થાય છે. કથા-કીર્તનો થાય છે. જન્મ પછી પંચાજીરીનો પ્રસાદ વહેંચાય છે. ઘણી જગ્યાએ સાંજે પાલખીમાં દેવને ફેરવે છે. અયોધ્યા, તિરુપતી અને રામેશ્વરમાં આ પૂજા બહુ મોટા પાયા પર થાય છે.

ચૈત્ર માસની પૂર્ણિમાને દિવસે સવારે સૂર્યોદય પહેલાં ઊઠી સ્નાન કરી પુરુષો હનુમાનજીની પૂજા કરે છે. બાળબ્રહ્મચારી હનુમાનજી એ શૂરવીરોના દેવ છે. શિવાજી મહારાજના દરેક ગઢને મુખ્ય દરવાજે ગદાધારી હનુમાનજીની સ્થાપના કરેલી છે. મહારાષ્ટ્રના ઘણાખરા ગ્રામદેવતા અને કુળદેવતાના ઉત્સવો ચૈત્ર માસમાં હોય છે. શિખર શિંગણાપુરના મહાદેવનો ઉત્સવ સુદ પાંચમથી પૂનમ સુધી હોય છે. ત્યાં બહુ મોટો મેળો ભરાય છે. મેળાઓને મરાઠીમાં જત્રા કહે છે. આ ગામ આમ તો નાનું છે, પણ દેવતા જાગ્રત મનાય છે. ઊંચી ટેકરી પરનું મહાદેવજીનું મંદિર ઘણું રળિયામણું અને સુંદર શિલ્પોથી સુશોભિત કરેલું છે. શંભુ મહાદેવને મરાઠી લોકો બહુ માને છે. શિંગણાપુરના



ભવાની દેવીનું મુખ્ય મંદિર

કોળી લગ્નનું એક દૃશ્ય





મંગળા ગૌરીની પૂજા

મંદિરનો વહીવટ હજુ પણ સતારાના શિવાજી રાજાના વંશજો જાતે કરે છે. ત્યાં ભગવાનને રોજ અભ્યંગસ્નાન, પંચામૃતનો અભિષેક, ચાર વાર પૂજા વગેરે બધું યથાસાંગ થાય છે.

ચૈત્ર સુદ પંચમીને દિવસે ઉત્સવના મંગળની શરૂઆત દેવને પીઠી ચોળીને કરે છે. આઠમને દિવસે મહાદેવજીના લગ્નનો ઉત્સવ થાય છે. રાત્રે દસ વાગ્યે લગ્નવિધિ પૂરી થાય છે. ગામના અને દેવના માનકરી લોકો આ ઉત્સવમાં ભાગ લે છે. પૂનમને દિવસે પ્રક્ષાળપૂજા થાય છે. તે દિવસે મહાદેવજીના મુખની ભવ્ય પ્રતિમા પધરાવે છે. મહાવસ્ત્રો અને અલંકારોના શૃંગાર કરે છે. લાખો લોકો દર્શન કરવા આવે છે. ભક્તો મહાવસ્ત્ર, મહાનૈવેદ્ય ધરાવી બાધાઓ મૂકે છે. એવા પ્રત્યેક ભક્તને નામે ઢોલતાસાં વગાડવામાં આવે છે. આ સમયે નંદિની પણ મહાપૂજા થાય છે. ભગવાનને મહાઅભિષેક થાય છે. મેળામાં હજારો દુકાનો, રમત-ગમત, કુસ્તીઓની રમઝટ, સર્કસ વગેરે ઘણાં આકર્ષણો હોય છે.

છત્રપતિ શિવાજીના માનીતા દેવના ઉત્સવ પ્રસંગે ચડાવવાની પાઘડી વણવાનું કામ માત્ર સોમવારે જ કરાય એવી આમન્યા છે. એ પાઘડી મહાઅભિષેક પછી દેવને માથે ચડાવાય છે. દેવદર્શન માટે ઘોડા દોડાવવાનો રિવાજ, એ પણ અહીંની એક ખાસિયત છે.

ચૈત્ર સુદ અષ્ટમીથી પૂર્ણિમા સુધી રત્નાગિરીના જ્યોતિબાનો ઉત્સવ અથવા જત્રા હોય છે. 'જય કેદાર' નામે જાણીતી આ જત્રા મહારાષ્ટ્રની સૌથી મોટી જત્રા હોય છે. 3100 ફૂટની ઊંચાઈ પર આવેલું આ દેવમંદિર કોલ્હાપુરથી 12 માઈલ દૂર છે.

જ્યોતિબા દેવની મૂર્તિ કાળા પથ્થરની સાડા ત્રણ ફૂટની છે. ચતુર્ભુજ મૂર્તિના હાથમાં તલવાર, અમૃતપાત્ર, ડમરુ વગેરે છે. માથે ગંગાજી છે. કંઠે જનોઈ છે. ભગવાન ઘોડા પર વિરાજ્યા છે. ધોતિયું, પહેરણ, ઉપરણું અને પાઘડી એવો વેશ છે. રત્નાલંકારનો શૃંગાર હોય છે. દેવોના પૂજારી 'ગુરવ' કહેવાય છે.

વહેલી સવારે બ્રાહ્મમુહૂર્તમાં ઘંટનાદ સાથે દેવનું સ્નાન થાય છે. પછી પંચામૃત ગુલાલનો અભિષેક કરી પુષ્પપૂજા થાય છે. સાંજે પણ સ્નાન, શૃંગાર, ભોગ પછી ધૂપારતી અને છેલ્લી શેજારતી થાય છે. બાધા મૂકવા આવેલા લોકો બાધા હોય તે પ્રમાણે સોનાચાંદીના હાથપગ જેવા અવયવો દેવને ચડાવે

છે. દોઢથી બે લાખ ભક્તો ભેગા થાય છે. હજારોને હિસાબે રોજ નારિયેળ વધેરાય છે અને ગૂણીઓને હિસાબે ગુલાલ ઊડે છે.

જ્યોતિબા બદરીકેદારનાથજીનું સ્વરૂપ છે. જત્રાને સમયે ડુંગરાની ખીણમાં પણ બધી જ સગવડો અને આનંદપ્રમોદનાં સાધનો મળી રહે છે. જ્યોતિબાના મુખ્ય મંદિરની જોડે મહાદેવજી તથા યમરાજ પણ વિરાજે છે. ગોમુખી તળાવ, નગારખાનું, હાથીમહેલ અને એક વિશાળ ઘંટ એ મંદિરમાં છે.

આ પ્રમાણે ગામડે ગામડે ગ્રામદેવતાઓની નાનીમોટી જત્રા ચૈત્ર માસ ગજાવી મૂકે છે.

ચૈત્રની માફક બીજો પર્વમાસ છે શ્રાવણ. પણ શ્રાવણમાં વરસાદ હોવાથી જત્રા કે મેળા નથી થતા. અક્ષયતૃતીયા અને જ્યેષ્ઠ માસની વટપૂર્ણિમા એ બે વ્રતના તહેવાર મહારાષ્ટ્રની બહેનો મહત્ત્વના ગણે છે.

શ્રાવણ માસ એટલે 'શ્રવણ'નો માસ. વાર્તાકથા, કીર્તન બધું સાંભળવાનો મહિમા હોય છે. વ્રતોની વાર્તા અથવા જેને મરાઠીમાં 'કહાણી' કહે છે, એ બહુ જ રસિક અને બોધપ્રદ હોય છે. નાનાં નાનાં વાક્યોની ડોલનશૈલી મનોરમ હોય છે. એ વિશે આપણે લોકસાહિત્ય વિશેના પ્રકરણમાં વિગતથી જાણી લઈશું.

નાગપંચમી શ્રાવણ માસમાં આવતું મોટું પર્વ છે. મહારાષ્ટ્રમાં આ તહેવાર ખાસ બહેનો માટેનો મનાય છે. ગામેગામની બહેનો વનમાં નાગના દર પાસે જઈને નાગદેવતાની પૂજા કરે છે. આખો દિવસ ગીતો ગાઈ ઉજાણીનો આનંદ માણે છે. વનમાં ન જવાય તો ઘેર હળદરથી નાગનું ચિત્ર દોરી એની પૂજા કરી મન વાળે છે. આ પૂજા માટે જુવારની ધાણી, દૂધ, હળદર, કંકુ, ફૂલ, ધરો વગેરે સામગ્રી હોય છે. નાગને કુળના રક્ષણકર્તા દેવ માને છે. ખાસ કરીને તે દિવસે ભૂલેચૂકે પણ નાગ દુભાય નહીં એટલે ખાંડવું, ટીપવું, કાપવું, શેકવું, હળ ચલાવવું વગેરે કામ બંધ રાખવામાં આવે છે. ચૂલા પર તવો પણ ચડાવતા નથી. બાફીને કરેલો પૂરણનો 'નૈવેદ્ય' ધરાવે છે. તેને 'દિંડ' કહે છે.

પાંચમની ઉજાણી વખતે ઊંચા ઝાડને દોરી બાંધી હીંચકા ખાય છે. હિંડોળાનાં ગીત ગાય છે. બહેનોની પરંપરાગત રમતો વનમાં જોવી એ એક

લહાવો છે. નાનીમોટી બધી બહેનો એ દિવસે સાથે રહે છે. મન મૂકીને રમે છે. ગરબાની માફક ગોળ ફરતી એ બહેનો ગીતો ગાય છે. એ ગીતોમાં ઘણી સુંદર વાર્તાઓ ગૂંથેલી હોય છે. ગીતના ઢાળ પણ સાંભળવા ગમે એવા હોય છે. પાંચમ માટે કન્યાઓ ખાસ સાસરેથી પિયર આવે છે.

ભાદ્રપદ માસમાં ગૌરી અને ગણેશની પૂજા પણ નાગપંચમી જેટલા ઠાઠથી જ કરવામાં આવે છે. ગણેશ એ મહાદેવજી અને પાર્વતીના પુત્ર. એ વિદ્યાના ભગવાન અને વિઘ્નવિનાશક દેવ છે. ભાદ્રપદ સુદ ચોથથી ચૌદશ સુધી ગણેશ-પૂજા હોય છે. મહારાષ્ટ્રમાં ગણપતિપૂજનનું આગવું સ્થાન છે. આ પૂજા માત્ર ઘરમાં કે મંદિરમાં નહીં પણ સાર્વજનિક સ્થળે સર્વસમાજ માટે થાય છે. રસ્તે રસ્તે, ચોરે ને ચૌટે પૂજાની ધમાલ ચાલતી હોય. મનોરંજનના કાર્યક્રમ, સંગીતની મહેફિલો, સાક્ષરોનાં વ્યાખ્યાનો અને ભક્તોનાં ભજનકીર્તન બધાંનો સમાવેશ ગણેશોત્સવમાં થાય. સુંદર આરામ, શૃંગાર, ષોડષોપચારે પૂજા, સવારસાંજ આરતી, નૈવેદ્ય, મહાનૈવેદ્ય વગેરે વિધિ પણ યથાસાંગ થાય છે. લોકમાન્ય ટિળકે આ ઉત્સવને સાર્વજનિક સ્વરૂપ આપી સમાજના નાનામોટા સૌને ભેગા કરી જ્ઞાન આપવાની શરૂઆત કરી. એ પરંપરા હવે ચાલતી આવી છે.

ગણપતિ વિસર્જન અનુકૂળતા પ્રમાણે બીજે, પાંચમે, સાતમે કે દશમે દિવસે કરી શકાય. પણ વિસર્જન માટે ચૌદશનો દિવસ નક્કી કરેલો છે. તે દિવસે ઢોલતાસાંના ગજરમાં ભજન ગાતાં ગાતાં ગામ આખાનાં આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષ જઈ શ્રીમૂર્તિનું યથાવિધિ વિસર્જન કરે છે. પૂના જેવા મોટા શહેરમાં એટલી બધી મૂર્તિઓ હોય છે કે વિસર્જનયાત્રા દોઢ-બે દિવસ સુધી પૂરી થતી નથી!

હિંદુ પંચાંગના પ્રત્યેક મહિનાની સુદ પક્ષની ચોથને વિનાયકી ચતુર્થી અને વદ પક્ષની ચોથને સંકષ્ટી અથવા સંકટચોથ કહે છે. એ દિવસે ઉપવાસ અને ગણેશપૂજા કરવામાં આવે છે. મંગળવારે આવેલી ચોથને અંગારકી કહે છે. એનું માહાત્મ્ય વધારે ગણાય છે.

સંકટચોથનું વ્રત કરવાવાળા ચંદ્રદર્શન કર્યા પછી સ્નાન-પૂજા કરે અને પછી ભોગ ધરાવીને પારણું કરે છે.

ભાદ્રપદના સુદ પક્ષમાં અનુરાધા નક્ષત્રમાં ગૌરી પધરાવે છે. જ્યેષ્ઠા નક્ષત્રના મુહૂર્ત પર એનું પૂજન કરે છે અને મૂળ નક્ષત્ર લાગ્યા પછી વિસર્જન કરે છે. આ ગૌરીમાતાને જ્યેષ્ઠા ગૌરી કહે છે. ઘણી જગ્યાએ 'મહાલક્ષ્મી'

પણ કહે છે. મહારાષ્ટ્રની બહેનો અખંડ સૌભાગ્ય માટે આ પૂજા શ્રદ્ધાથી કરે છે. દેવી પાર્વતી ગણેશને લઈને પોતાને પિયર આવી છે એવું માનીને માતાજીની સરભરા લાડકોડથી કરવામાં આવે છે.

ગૌરી પધરાવવાની વિધિ પણ બીજી વિધિઓથી સાવ જુદી જ છે. પાનફૂલથી સજાવેલો ઘડો લઈ નવાં કપડાં અને ઘરેણાં પહેરી-ઓઢી ઘરની વહુ-દીકરીઓ ગીત ગાતી ગાતી નદીએ જાય છે. નાની કુંવારી કન્યા હોય તે ત્યાંથી પાંચ કાંકરા લઈ, ધોઈ, 'ન્હવણ' એટલે કે પેલા કુંભમાં પધરાવે છે. અને એ કુંભ લઈ બધાં પાછાં ગીત ગાતાં ગાતાં ઘેર આવે ત્યારે કુટુંબની વડીલ સ્ત્રી પેલી કુંવારિકાના પગ ધોઈને પૂજા કરે છે. અને માનથી, પાથરેલા થાપાવાળા પાથરણા પર પગલાં પાડતી એ કન્યા કુંભ લઈ ઘરમાં પ્રવેશે છે. બેપાંચ ડગલાં ભરે કે બધાં એને પૂછે, "ગોરમા, ગોરમા, તમારાં પગલાં કેવાં?" અને પેલી ઠાવકાઈથી દર વખતે 'આરોગ્યનાં', 'ધનધાન્યનાં', 'મોતી-પરવાળાનાં', 'રત્નમાણેકનાં' એવા જુદા જુદા જવાબ આપતી આગળ વધે છે.

કુંભમાં પધરાવેલા કાંકરામાં માતાજીનો વાસ છે એમ માનવામાં આવે છે. એની સ્થાપના શણગારેલી માંડવીમાં કરી ઉપર પિત્તળનાં કે માટીનાં મહોરાં ગોઠવી એને સુંદર વસ્ત્ર પહેરાવી સૌભાગ્યના શૃંગાર કરાવે છે. રાજભોગ ધરાવી સામે નાનકડી બાળકની મૂર્તિ પણ મૂકે છે. બીજે દિવસે ષોડશોપચાર પૂજા કરી અન્નકૂટ જેવો મહાપ્રસાદ ધરાવે છે. અને ત્રીજે દિવસે દહીંભાત ધરાવી 'પુનરાગમનાય' વિદાય કરે છે. કોંકણમાં શીંગનું શાક અને લાપશીનો ભોગ ધરાવી રાત્રે જાગરણ કરી બહેનો ખૂબ રમે છે.

ગોરમાનો ખોળો ભરવા માટે ચોખા, ખારેક, ટોપરું, ગાંઠાવાળી આખી હળદર, નાગરવેલનાં પાન અને સોપારી લે છે. એ સામગ્રીથી માતાજીનો ખોળો ભરે છે અને હળદરથી રંગેલા પીળા દોરામાં ટોપરાના નાના નાના ટુકડા ગૂંથીને કરેલી માળાઓ માતાજીને ધરાવે છે અને પછી એ પોતે પહેરે છે. એ વિધિને માતાજીનો દોરો લેવાની વિધિ કહેવાય છે.

નવરાત્રિ, માણેકઠારી પૂનમ અને દીપાવલી એ ત્રણ અશ્વિન માસના મોટા તહેવાર છે. જગતમાં રાક્ષસી તત્ત્વો પ્રબળ થઈ લોકોને કનડે છે ત્યારે માતાજી રુદ્રરૂપ ધારણ કરી દૈત્યોને રોળી નાખે છે. આ સંરક્ષણ દેવીને પ્રસન્ન રાખવા માટે દેશભરમાં નવરાત્રિનો ઉત્સવ વાજતેગાજતે થાય છે. અશ્વિન સુદ પડવાથી

નોમ સુધી ઘટની (ગુજરાતમાં એને ગરબો કહે છે) પૂજા થાય છે. પડવાને દિવસે ઘટસ્થાપના કરી, પૂજા કરી ગાથા સપ્તશતીનું પારાયણ અને દેવી ભાગવતની કથા કરે છે. અખંડ દીવો દેવી સામે રાખે છે. જુવારા વાવે છે અને પહેલે દિવસે એક, બીજે બે, એમ વધતા ક્રમમાં નવ દિવસ ફૂલની માળા ચડાવે છે. દશેરાને દિવસે નવરાત્રિની પૂર્ણાહુતિ કરી શમી વૃક્ષની પૂજા કરે છે. અને શમીનાં પાન એકબીજાને આપી 'સોનું લેજો' એમ કહે છે.

કોલ્હાપુરના અંબાજી મંદિરમાં, તુળજાપુરના ભવાની મંદિરમાં અને પૂનાના જોગેશ્વરી મંદિરમાં નવરાત્રિ ઉત્સવ બહુ મોટા પાયા પર થાય છે. દેવી માટે રોજ નવા નવા રથ રચે છે. મંદિરના સભામંડપમાં અને ચોગાનમાં હળદર અને કંકુ વેરાય છે. ભક્તોની ભીડનો પાર રહેતો નથી. મંદિરની બાજુમાં મેળા ભરાય. હજારો ભક્તો માતાજીને સાડી, ચોળી અને શ્રીફળ ધરાવી બાધા મૂકવા માટે પડાપડી કરે છે. બને ત્યાં સુધી નવેનવ દિવસ દર્શન કરવાનો આગ્રહ સૌ કોઈ રાખે છે.

નવરાત્રિના દિવસોમાં નાની છોકરીઓ ઘેર ઘેર 'ભોંડલા' ફરે છે. ભોંડલા અને ગરબામાં ઘણું સામ્ય છે. જોકે વચ્ચે ગરબાને બદલે પાટલા પર ચોખાથી અથવા હળદરથી હાથીનું ચિત્ર દોરી એની પૂજા કરે છે. હાથી એ હાથિયા નક્ષત્રનું ચિહ્ન છે. ખાનદેશ અને વિદર્ભમાં એ જ રીતે ભુલાબાઈની પૂજા કરી ગીતો ગાઈને ફેર ધરે છે. ભુલાબાઈ એ પાર્વતીજીનું સ્વરૂપ છે. ગોખલામાં શંકર-પાર્વતીની મૂર્તિઓ પધરાવી ગીતો ગાય છે અને રોજ પ્રસાદ કરે છે. બંગાળમાં નવરાત્રિમાં દુર્ગાપૂજાનો ઉત્સવ મોટા પાયા પર થાય છે.

દશેરાને દિવસે ખેડૂતો પોતાનાં ઓજારોની પૂજા કરે છે. રાજાઓ રાજ-ચિહ્નોની, ક્ષત્રિયો શસ્ત્રની અને કળાકાર વાદ્યોની પૂજા કરે છે. ગામના બધા પુરુષો સીમાડે જઈ શમીના ઝાડની પૂજા કરે છે અને પાછા ફરતાં એનાં પાંદડાં તોડી લાવી 'સોનું લો' કહી એકબીજાને આપે છે. તે દિવસે દરેક ઘરમાં મિષ્ટાન્ન, ખાસ કરીને પૂરણપોળીનું જમણ થાય છે. આશ્વિન વદ તેરસથી કારતક સુદ બીજ સુધી દીપાવલીનો તહેવાર ભારતભરમાં ઠાઠથી ઉજવાય છે. ધનતેરસ, કાળીચૌદશ, લક્ષ્મીપૂજન પડવો અને ભાઈબીજ એ પાંચેપાંચ દિવસ રોજ બધાં જ વહેલાં ઊઠીને અભ્યંગસ્નાન કરે છે. ઘેર ઘેર ચકલી, કળીના લાડવા, ઘૂઘરા, મગજ, બરફી વગેરે મીઠાઈઓના નાસ્તાપાણી

થાય છે. ઇષ્ટમિત્ર ભેગા મળી આનંદ કરે છે. રોજ સાંજે આંગણામાં કોડિયાં પ્રગટાવે છે. ભાતભાતના સાથિયા પૂરે છે. દારૂખાનું ફોડે છે. ગાયભેંસની પણ દિવાળીમાં પૂજા કરે છે. ભાઈબીજને દિવસે ભાઈ બહેનને ઘેર જમવા જાય છે અને સાંજે બહેન એની આરતી ઉતારે ત્યારે ગજા પ્રમાણે એને ભાઈબીજની ભેટ આપે છે. દિવાળીના પ્રત્યેક દિવસ પાછળ પ્રાચીન કાળનો ઇતિહાસ છે. એને આધારે દરેક દિવસની વિધિ નક્કી કરવામાં આવી છે.

માગશર માસના પડવાથી છઠ સુધી જેજુરીના ખંડોબા દેવની 'યાત્રા' થાય છે. ખંડોબા એટલે મહાદેવજીનું સ્વરૂપ. ભૈરોબા, માતંડ, મલ્હારી, મ્હાળસાકાંત એ બધાં એનાં નામ. જેજુરીના ધીંગા પહાડ પર સ્વયંભૂ ખંડોબાનું સ્થાનક છે. જેજુરીના ગુરવકુળના ગોર એની પેઢીઓથી પૂજા કરે છે. યાત્રાના દિવસોમાં રોજ મહાપૂજા, મહાનૈવેદ્યનો ભોગ વગેરે હોય છે. હળદર (એને જ ભંડારા કહે છે) અને ટોપરાથી ભગવાનને તોળે છે, પછી ખંડોબાના અંગભોગ, રંગભોગ માટે એમને અર્પણ કરવામાં આવેલા વાઘ્યા અને મુરળીઓનો નાચ થાય છે. યાત્રાના બધા જ દિવસો વાઘ્યા મુરળીઓ મંદિરમાં હાજર રહે છે. દૂર દૂરથી લોકો દર્શન કરવા જેજુરી આવે છે. વર્ષમાં પોષ માસની પૂનમે, માઘ માસની પૂનમે અને ચૈત્રી પૂનમે પણ ખંડોબાના ઉત્સવ થાય છે. સોમવતી અમાવાસ્યાનો પણ ઉત્સવ થાય છે. પોષ માસમાં ગધેડાંનું મોટું બજાર આ ઉત્સવના મેળા સાથે જ ભરાય છે. મહારાષ્ટ્રમાં જ્યાં જ્યાં ખંડોબાનાં મંદિર છે, ત્યાં બધે આ જ સમયે ઉત્સવ થાય છે.

વાઘ્યા અને મુરળી નાચ કરતાં કરતાં ખંડોબા દેવનાં અને મ્હાળસા ને બાનુબાઈ દેવીનાં ગીત ગાય છે. ખંડોબાદેવ મહારાષ્ટ્રનાં ઘણાં કુટુંબોના કુળદેવતા છે. સોમવતીના ઉત્સવમાં દેવની પાલખી કમ્હા નદીએ સ્નાન માટે આવે છે, ત્યારે ભક્તો સોનાચાંદીના અલંકાર દેવને ચડાવે છે.

પોષ માસમાં આવતી મકરસંક્રાંતિનો તહેવાર ઘણો મહત્ત્વનો છે. તે દિવસે સ્નેહસંવર્ધનનું પ્રતીક એવા તલગોળના લાડુ અથવા સાકરિયા તલ એકબીજાને આપે છે. બહેનો કુંભારને ત્યાંથી નાના ઘડા લાવી ચૂનાથી રંગી હળદર-કંકુની ભાત પાડી નાડાછડીથી એનાં મોં બાંધે છે. એમાં ચણાના પોપટા, ઘઉંનાં કણુસલાં, પાપડી, ગાજર, મગફળી, શેરડીની ગંડેરી વગેરે મૂકી સોહાગણોને દાન આપે છે. લગ્ન પછી પહેલે વર્ષે આ દાન મોટા પાયા પર આપે

છે. તે દિવસે નવી વહુને કાળી ચંદ્રકળા ભેટ આપે છે. સાકરિયા તલનાં સુંદર ઘરેણાં પહેરાવે છે. સોહાગણોને હળદીકંકુ માટે બોલાવી સ્થિતિ હોય એ પ્રમાણે લહાણી પણ કરે છે. હળદી-કંકુનો સમારંભ રથસપ્તમી સુધી ગમે તે દિવસે થઈ શકે.

ફાગણ માસ એટલે હોળીનો તહેવાર. શિયાળો પૂરો થાય અને રંગીલી વસંત પગલાં પાડે ત્યારે હોળીની પૂનમ આવે. હોળી એટલે સાર્વજનિક હોમ. લાકડાં અને છાણાં ગોઠવી ગામના મુખીને હાથે હોળી પ્રગટાવે છે અને પહેલી પૂજા પણ મુખી કરે છે. હોળી પ્રગટાવવા માટે ગામનો ઢેડ હોય એને ઘેરથી વાજતે ગાજતે દેવતા લઈ આવવાનો રિવાજ છે. હોળીનો ઉત્સવ પૂનમથી પાંચમ સુધી ચાલે છે. આ પાંચમને રંગપંચમી કહે છે. ખેતીવાડીનાં કામ લગભગ પૂરાં થયા પછી આનંદ-પ્રમોદ કરવાનો આ સમય, એટલે પૂજા પૂનમને દહાડે થઈ જાય પછી ધૂળેટીને દિવસે ધૂળ ને રંગમાં રમી સૌ કોઈ સારી પેઠે તોફાને ચડે છે. જીભ પણ છૂટી મૂકે છે. એ દિવસોમાં બોલેલી ગાળ પર કોઈ ખોટું ન લગાડે. તમાશા અને ભવાઈના ખેલ પણ વસવાયા લોકો કરે છે. આ ઉત્સવમાં સ્ત્રીવર્ગ ભાગ ન લે એ સ્વાભાવિક છે. આ ઉત્સવ પ્રાચીન કાળમાં વિદ્યાર્થીઓને અભ્યાસ પૂરો કરી ઘેર જતા પહેલાં વિદાય આપવાનો હોમ કરી પદવીદાન જેવી ઉપાધિ આપવાની વિધિમાંથી શરૂ થયો. એને 'સમાવર્તન' કહેતા. પણ આજે એ તદ્દન જુદી અને વિચિત્ર રીતે અસ્તિત્વ ધરાવે છે.

શ્રાવણની નારિયેળી પૂનમ અને આસો માસની માણેકઠારી પૂનમ ખાસ મહત્ત્વના તહેવારો છે. વર્ષાકાળનાં તોફાનો શમી ગયા પછી શ્રાવણ માસની પૂનમે શ્રીફળ વધેરી દરિયાની પૂજા કરવામાં આવે છે. હોડીઓ પર નવા સઢ ચડાવી રંગરંગની ધજા ફરકાવી વાજતેગાજતે જળદેવતાની પૂજા કરે છે. રક્ષાબંધનનો રિવાજ ભારતભરમાં છે જ.

માણેકઠારી અથવા કોજાગિરી પૂનમને દિવસે ભાગ્યદેવતા દરેક બારણું ઠોકી 'કોણ જાગે છે?' એમ પૂછે છે એવી કલ્પનાથી એને 'કોજાગિરી' કહે છે. નીતરતી ચાંદની રાતનો ઉલ્લાસ અને ઉમંગ માણવા જાગવું તો પડે જ. ન જાગે એ અભાગિયો! કરેલા કેસરી દૂધના પ્યાલા એકબીજાને પિવડાવી આનંદમાં ગાતાં-નાચતાં લોકો આ પૂનમ માણે છે.

મહારાષ્ટ્રમાં હિંદુઓ સાથે બીજા ધર્મના લોકો પણ સલાહસંપથી રહે છે. એ લોકો પણ પોતપોતાના તહેવારો પોતાની રીતે કરે છે. ખ્રિસ્તી લોકો નાતાલનું પર્વ ઊજવે. પારસીઓ નવરોજ, પપેટી કરે. છોકરાંઓના નવજોત કરે. એ જનોઈ આપવા જેવો જ એક સંસ્કાર છે.

જન્માષ્ટમીને દિવસે દહીંહંડીની રમતમાં અન્ય ધર્મના અને જમાતના લોકો પણ આનંદથી ભાગ લે છે અને કૃષ્ણદેવની પૂજા કરે છે. આદિવાસીઓ પોતાના રિવાજો પ્રમાણે શ્રાવણ અને ભાદ્રપદ માસમાં નૃત્ય-ગીતોની રમઝટમાં જયારે મશગૂલ થાય છે ત્યારે જંગલની કોતરો અને કંદરા આખી રાત મદહોશ બની જાય છે.

પંઢરપુરની આષાઢી અને કાર્તિકી અગિયારસની જાત્રા અને દેહુ-આળંદીની જાત્રાના દિવસોમાં મૃદંગ અને કરતાલ મહારાષ્ટ્રને ખૂણે ખૂણે વાગતાં હોય છે. હજારોની સંખ્યામાં ભક્તો ગામેગામથી હરિનામની ધૂન લગાવી 'ગ્યાનબા – તુકારામ'ના નામનો ગજર કરતા કરતા અબીલગુલાલની છોળો ઉડાડતા નીકળી પડે છે. તુલસીપત્રની સુગંધ વાતાવરણમાં મહેકે છે. ભગવાનને ફૂલના શૃંગાર ચડે છે. માણસોમાં ઉત્સાહ ઊભરાતો રહે છે.

મન માને તેમ ખાવું, પીવું, પહેરવું, ઓઢવું અને પ્રભુની પૂજા કરી વાર-તહેવાર માણવા, એવો મરાઠી માણસનો સ્વભાવ છે. એટલે જ દેવપૂજા કરવા એ દુર્ગમ ડુંગરા ચડી જાય છે. પહાડો ને પહાડો ભક્તોની ભીડથી ખીલી ઊઠે છે. પૂજાના માનકરીઓની વાહવાહ બોલાય છે. દેવ સૌના મનોરથ પૂરા કરે છે. લોકો આનંદવિભોર થઈ ડોલે છે અને નવા ઉમંગથી નવા કામકાજનો આરંભ કરે છે.

# 5. લોકસાહિત્ય : પદ્ય-વિભાગ

## ઓવી

જૂના જમાનાની બહેનોએ ઘંટીને ઈશ્વર માની ઘંટીની પણ પૂજા કરી છે. ઘંટીને ચાંલ્લો કરી ફૂલ ચડાવી મોતીડે વધાવી છે. ઘંટી ફેરવતાં ફેરવતાં એને સખા માની એની સાથે રુદિયાની વાત કરી છે. હૈયાની વરાળ કાઢી છે. એ અનેરી વાતડી માટે ગીતોનું માધ્યમ પસંદ કર્યું છે. 'ઓવી' છંદ સ્ત્રી-ગીતોમાં મોટે ભાગે સહજતાથી સ્ફુર્યો છે. બહેનોની કુટુંબજીવનની આત્મનિષ્ઠ ભાવના આ 'ઓવી' ગીતોમાં વ્યક્ત થાય છે. સાહિત્યશાસ્ત્રમાં વર્ણવેલા નવેનવ રસ આ ગીતોમાં હોય છે. બાળકને રમાડતી, સુવાડતી, ભગવાનનું ભજન કરતી, હિંડોળે હીંચતી નારીના મનડાની વાતો ઓવીઓમાં છે. બહુ જ ઓછા, સાદા અને સરળ શબ્દોમાં રચાયેલી ઓવીઓ ગાનારીના શ્રમનો પરિહાર કરી દળવા-ખાંડવામાંથી પણ સુંદર શબ્દોને સ્વરના સાજથી મઢાવી કાઢે છે.

કેળને આશરે લૂમ આખી ફળે
માડીનાં સૌ છોરુ શીળા છાયામાં ઊછરે

માને મન બધાં સંતાન સરખાં. પોતાના મનનો ભાવ સહજ રીતે ગીતોમાં પ્રગટ થતો જાય છે. એમાં 'હું કરું'નો ભાવ જરા સરખો નથી. 'ઓવી' પોતાની મેળે પ્રસરી; એક પાસેથી બાજાને ત્યાં અને ત્યાંથી વળી ત્રીજે ચોથે ઘેર — આ ગામથી પેલે ગામ — એ ફરતી રહી. સ્થાયીભાવને સ્પર્શી જતાં ગીતોમાં જીવનનાં કેટલાં પાસાં આવી જાય છે.

ઓવીના પાંચ, ચાર, સાડા ત્રણ અથવા બે ચરણ હોઈ શકે — યમકનો નિયમ એમાં ખાસ સચવાયેલો છે અને એ લયમાં ગવાય છે.

સૂરજ તમે આવો પહેલા મારે ઘેર
બાળુડાં સાથે પીઓ દૂધ સાકરની સેર.

આવી વત્સલ પ્રેમની ભાવનાનાં ગીત, સાંભળનારનાં મન હરી લે છે. ઓવીઓની ભાષા પ્રાસાદિક અને ઓજપૂર્ણ છે. સામાન્ય લોકોનાં મનમાં ઓવી વસી ગઈ. જીભે ચડી ગઈ.

સોનાને પતરે, રૂપલા કોતરે અક્ષર
કામણ રૂક્મિણીના, હસે છે કાના વિઠ્ઠલ !

મનમાં રમતી શૃંગારની ભાવનાને પ્રભુલીલામાં ગૂંથી બહેનો સાંભળનારનું મન હરી લીધા વગર નથી રહેતી. મોંમાંથી સરી જતી આ કાવ્યપંક્તિઓ ચતુરોએ લખી રાખવાની ચતુરાઈ કરવા માંડી.

કાળી ચંદ્રકળા સો સો પડે છે પાટલી
એવી કમર પાતળી દીકરી મારી છે લાડલી !

સ્ત્રીજીવનમાં સૌંદર્યનું, કાઠાનું જે સમાનપણું હોય તે આ પંક્તિઓમાં વ્યક્ત થયું છે. સાડલાની સો પાટલી પડે, એટલી નાની કમર છે ગોરીની ! આવી ઓવીઓ વિના પ્રયત્ને જ લોકજીભે ચડે ને !

ભાગોળને વાટે ભાઈ બહેનને મળિયો
માવઠું થયું સાટે તેણે મેહુલો આવિયો.

ભાઈને જોઈ તેણુલે મન ઊભરાણું ! એવી સુંદર ઉપમા, દૃષ્ટાંત વગેરે કાવ્યશાસ્ત્રના અલંકાર ઓવીઓ સહજ રીતે ગૂંથી કાઢે છે. એટલે આ લોક-કાવ્યોને સાક્ષરોના જગતમાં માનનું સ્થાન મળ્યું છે.

આંબાવાડિયામાં કોયલ ટહુકે રાધિકા
કોઠારે કોઠી ભરી વીરા ભૂખ્યા વળાવિયા !

સાસરે વહુનું શું ચાલે ! કોઠાર ભલે ભર્યા હોય, પણ ભાઈને ખવડાવવા જેટલી સત્તા ના હોય ! એની પરવશતા નાનકડા ગીતમાં સચોટ રીતે બતાવી છે. એવી ઓવીઓ અક્ષર-સાહિત્યમાં સ્થાન પામી છે.

મરાઠી કાવ્યસાહિત્યનો પ્રાચીન છંદ 'ઓવી'. આ છંદમાં બહેનોએ પોતાના શબ્દોમાં પોતાની ભાવના મૌલિક શૈલીમાં વ્યક્ત કરી છે. દળતાં કે ખાંડતાં આ શબ્દકાવ્ય એમના મોંમાંથી સરી પડે છે. સાતમી ને આઠમી સદીથી ઓવીઓ આ રીતે રચાઈ છે.

ઓવી ગેય છે, એટલે ભાવથી ભરપૂર એવી આ ઓવીઓમાં સુંદર લય અને સૂર છે. તેથી સંગીતમાં પણ ઓવીનું આગવું સ્થાન છે.

એવીનું અવલંબન લઈ બહેનોએ મનની ઊની-શીળી વાતો દિલ ખોલી ખોલીને ઠાલવી છે. છતાં એમાં માત્ર વ્યક્તિગત કલ્પનાનું સાંકડું કૂંડાળું કોઈ દિવસ રચાયું નથી. એ ગીતોમાં અભિવ્યક્તિ છે. સમગ્ર સ્ત્રીજીવન, એટલે એ ગીતો રચનાર, ગાનાર અને સાંભળનાર સૌને પોતાનાં લાગે છે. સૈકાઓથી લોકોએ એ સાચવી રાખ્યાં છે. લોકજીભે રમતાં રમતાં એવી ચિરંજીવ બની ગઈ છે.

## શિશુગીતો

ચૂંટી ચૂંટીને લીધેલા ટૂંકા ને ટચ શબ્દો, એને ઝીલે એવો સ્વર, અને તોળી લે એવો તાલ લઈ મનનો મોરલો છૂટો મૂકી દઈ બાળુડાંની સાથે ભળી જઈ એમને ગમે એવાં ગીતો ગાવાથી એઓ ખુશખુશાલ થઈ જાય. સાથે ઘરમાં પણ આનંદ આનંદ થાય.

અડગુલં સડગુલં ગૂંથેલ સોનામાં
વેણુ વગાડે ગોપાળ ડુંગરામાં.

એવા બાળગીતમાં અર્થ ખાસ ના હોય પણ નાદ અને લયથી બાળકનું મન હરી લે એવો જાદુ એમાં છે. અને બાળક ડોલે એટલે ઘર આખું ડોલી ઊઠે. આનંદના ફુવારા નીચે નાનાંમોટાં સૌ કલ્લોલ કરે. હથેળી પર હથેળી મૂકી –

આપડી થાપડી, ગોળની પાપડી
ધમ્મક લાડુ તેલ પાડુ
તેલંગીનું એક જ પાન
પકડ રે ગોપી એક જ કાન.

એવી રમત રમતાં રમતાં એકબીજાની કાનપટ્ટી પકડીને કૂદતાં બાળકો જાણે બ્રહ્માનંદ પામ્યાં હોય એમ ભાન ભૂલીને કૂદે છે. અને એમને રમાડનારાં પણ સાથે નાનાં થઈ નાચે છે. નાનકડા બાળ સાથે ઘર આખું બાળક બની જાય છે.

અણુલાલ ગણુલાલ, સંભાજી કોતવાલ. . .

એવા લય અને તાલની ગતિવાળા શબ્દો ગોઠવીને એમાંથી નાની સરખી વાર્તા તૈયાર કરે છે, જેમાં ઝાઝો અર્થ નથી હોતો, પણ છોકરાંઓને ખૂબ

હસાવવાની શક્તિ છે. મન મૂકીને ખડખડાટ હસતાં છોકરાંઓને જોઈ મોટાં પણ રાજી રાજી થઈ જાય.

ઝિમ બેની ઝિમ, કપાળે ટીલડી
ચાટલો ગયો ઊડી, બેની ગઈ દોડી

સામસામી ઊભી રહી છોકરીઓ એકબીજીને ભેટતી જાય અને ગાતી જાય. આ રમત છોકરીઓને શિખવાડતી માવડીઓ પણ પોતાનું નાનપણ સંભારી સંભારીને નાની થઈ જાય. રમતાં રમતાં કપાળે ચોડેલા ચાંદલાની ટીકલી પડી જાય, એ સાદીસીધી વાતમાં જે રમૂજ છે તે આ રમતમાં રંગ ભરે છે. રમતે ચડેલી બહેનો હોંશથી રમતી રહે છે.

ચાંદામામા ચાંદામામા નાસ્યા કે ?
લીમડા પર સંતાયા કે ?
ઘેરો ઘેરો લીમડો ને
મામાનો મોટો વાડો
મામાને ઘેર જઈશું,
ઘીમાં રોટલી ખાઈશું,
રેડજો મામી ઘીની ધાર !
ઘીની ધાર ઊડી ઊડી જાવે
કાળા કૂતરા પર ભાઈ આવે
કેમ લ્યા ભાઈ, શીદ રિસાયો
કાળો વીંછી કરડી ગયો.
કાળો વીંછી પાપીડો
કોઠીને ધારે બેઠેલો
કોઠી જુઓ ગબડે
બારે મેહ તૂટી પડે.

ચાંદની રાતે ગોળ ગોળ ફરતાં છોકરાંઓ આ ગીત ગાતાં હોય ત્યારે જાણે એમના ચાંદામામા પણ સાથે રમવા ઊતરી ના પડતા હોય એવું લાગે. મોસાળના મોટા ઘરનું વાતાવરણ, સાથે સાથે ભાઈજી, એટલે બનેવીની ઠેકડી ઉડાડવાનું છોકરમત ભર્યું ટીખળ છે. અસલના જમાનામાં જ્યારે નાની વયમાં લગ્ન થતાં ત્યારે છોકરાંઓ આવું ટીખળ કરતાં. આ ગીતના ઉત્તરાર્ધમાં કેટલોક ફેરફાર પણ સ્થળ પ્રમાણે થાય છે.

નાનાં છોકરાંઓને રમાડવા મોટાંએ ગાયેલાં ગીતો તથા છોકરાંઓએ રમતાં રમતાં ગાયેલાં ગીતો આ લોકગીતોમાં છે. બાળકના નાનકડા ઘરેણાં જેવાં આ ગીતો નાનાં અને નમણાં છે. એ ગાતાં અને સાંભળતાં મોટા માણસો પોતે પાછા નાના થઈ જાય. જીવતરનો ભાર ઘડીક વાર માથેથી ઉતારી મૂકી નિર્દોષ આનંદ અનુભવી નવો ઉત્સાહ મેળવી લે છે.

## પ્રાસંગિક ગીતો

સામાન્ય રીતે માણસ ઉત્સવપ્રિય હોય છે. કુળાચાર પાળવાની વૃત્તિ પણ હોય છે. દેવની પૂજા કરવી એને ગમે છે. આ બધાથી પોતાનું સાંસ્કૃતિક જીવન સંપન્ન થાય છે એવું એ માનતો હોય છે. વારતહેવારે કુટુંબની વહુ-દીકરીઓ ભેગી થાય, મિત્રપરિવારની સરખી સહેલીઓ મળે, એટલે એ બધી રમે, ગીત ગાય. રમતાં રમતાં તાલ અને ઠેકા સાચવી ગીતના શબ્દ ગોઠવાઈ જાય અને અજાણતાં સંગીતસભા રચાઈ જાય.

કોકમની વેલ ચડી, દેવની દેરીએ
કોકમની વેલ ચડી, કોકમની વેલ
ફૂલડાંની છાબ ભરી, ફૂલડાંની છાબ
રંગી છે ચૂંદડી મોરી રંગી છે ચૂંદડી
ઓઢી છે ચૂંદડી ચંદરની બેની ચંદરની
તુળસી પૂજવા જાઉં બેની તુળસી પૂજવા જાઉં
તુળસીને પૂજતાં ચાંદ-સૂરજ પૂછે
તારી ચૂંદડીનું મૂલ શું છે, કહોને ગોરાંદે
લાખની છે ચૂંદડી મારી, લાખોની છે ચોળી
ને વજ્જર ચૂડલા અમૂલખ છે વીરા . . .

મહારાષ્ટ્રના કોંકણ વિભાગમાં તાળીઓની ગરબા જેવી રમતને 'ઝિમ્મા' કહે છે. આ ગીત ઝિમ્મા રમતાં રમતાં ગાય છે. કોકમનો રાતો રંગ ગોરીની ચૂંદડી પર ચડચો છે. એનું રૂપ જોઈ ચાંદો અને સૂરજ પણ ભાન ભૂલે છે. છતાં ગોરી સાનમાં સમજાવે છે, સાથે સાથે લાખોની વાતો કરતી ગોરી મોટાઈ પણ બતાવે છે.

ઢોલક વાગે છે, 'હદગા' આવે છે.
મોંઘેરા મહેમાન 'હદગા' આવે છે.
ક્યારડે તુલસીમા જોઈ ચમેલી ખાલે છે.
ગુલછડી ને શેવંતી હસતાં હસતાં ફેરે છે
રંગરંગનાં ફૂલડાંની સૈયર માળા ગૂંથે છે.
'હદગા'ના તે વધામણાં સૈયર સૌને તેડાવે છે.
લવિંગ સોપારી ને એલચી દાણા,
પાનનાં બીડાં વાળી દીધાં
ચોખ્ખા દૂધના પેંડા ધરાવી 'હદગા'ને વધાવિયાં
સૈયર સૌને બોલાવિયાં.
'હદગા' તે દેવને પૂજિયા.

હસ્ત નક્ષત્રની પૂજા પાટલા પર હાથીનું ચિત્ર દોરીને કરવામાં આવે છે. સૂંઢમાં ફૂલમાળા લઈ સામસામે ઊભેલા ગજરાજાને તે ઋતુમાં મળે તે ફૂલપાન ચડાવી છોકરીઓ ગોળ ગોળ ફરતી ગીતો ગાય છે. તેને 'હદગા' કહે છે. ખાનદેશ વિદર્ભમાં આ રીતે ભાદ્રપદની પૂનમથી આસોની પૂનમ સુધી ગોખલામાં ભુલાબાઈ પધરાવે છે અને એનાં ગીત ગાય છે.

અહીંથી દાણા વાવતાં ચાલો માળીડાને ઘેર રે
ખમ્મા ભુલાબાઈ ધીમાં ચાલો, તમારાં સાંકળાં ભારે રે!
અહીંથી દાણા વાવતાં ચાલો, માળીડાને ઘેર રે
ખમ્મા ભુલાબાઈ ધીમાં ચાલો, ઝાંઝર તમારાં ભારે રે!

પગમાં પહેરવાનાં બધાં ઘરેણાંનાં નામ દઈ આ ગીત ગવાય છે. ગીતો ગાઈ લીધા પછી હદગા અને ભુલાબાઈનો પ્રસાદ વહેંચવામાં આવે છે.

નાગપાંચમની ઉજાણી અને ગીતોની રમઝટની મજા જુદી જ હોય છે.

ચાલો ને સૈયર વગડે જઈએ
નાગદાદાની પૂજા કરીએ
તાજી ધાણીની લહાણી કરીએ
ચાંદલો ને ચોખા ચડાવીએ
ચાલોને સૈયર વગડે જઈએ.
આવોને સૈયર સરખી સાહેલીઓ

તંબોળીના ઘરની આવો, વાણિયા ને બામણ આવો
સૌ સાથે મળીને ચાલો વગડે જઈએ.
પગલે પગલે ઊગતાં ફૂલડાં
પેલે પાર દામાજી સોનીડા
સોનીડાએ ઘડાવ્યાં કંગનકડાં
લેજોને દીકરી લાડકડાં
ના ના દાદાજી શીદ હું લઉં
દેરાણી જેઠાણી ઘરમાં બહુ
ઈર્ષામાં એ બળશે સહુ . . .

પાંચમનાં આ ગીત વગડામાં નાગના દરની પૂજા કરી એની આજુબાજુ ફરતાં ફરતાં ગાય છે. એમાં ભાવ એવો કે દીકરીઓનું બળ કેટલું? તો પગલાં પડે ને ફૂલડાં ઊગે એટલું! બહેનોએ હળીમળીને રહેવું. સાહેલીઓને વળી જાત કેવી ને ન્યાત કેવી? દીકરી લાડકી તો હોય પણ ડાહી હોય. એકલી ઘરેણાં પહેરવાની ના પાડે છે. કંગનકડાંની માફક બીજાં યાદ આવે એટલાં ઘરેણાંનાં નામ અંદર મૂકી ગીત લાંબું થાય છે.

નાના બાળકની પધરામણી એટલે તો આનંદની લહાણી! એનું આ ગીત છે :

પહેલે દિવસે આનંદ બહુ થયો
મોતી પરવાળે વધાવિયો
હાથીએ અંબાડી ચડાવો
હાલા રે મારા વહાલા.
બીજે તે દિવસે ચણાવો ન્હાવણિયું
સ્નાન કરાવો બાર જણિયું
રાજનો ધણી પધારિયો
હાલા રે મારા વહાલા.
સોનાની આરતી ત્રીજે તે દિવસે
માડીને પગે લાગું
નમું છું ઘડી ઘડી
ખમ્મા .મારા બાળને.
ચોથે તે દિવસે સોનીડા તેડાવિયા

કડલાં કંદોરા ઘડાવિયાં
પાંચમે દિવસે ઘંટડીને નાદે
ચાંદીને પાટલે બળિરામ
આનંદમંગળ ચારે દિશ
છઠે તે દિવસે છઠ્ઠીની પૂજા
આવતાજતાનો મલાજો
નામ દાદાનું રાખજો વીરા મારા
સાતમે દિવસે વિધાત્રી તે આવ્યાં
લલાટે અક્ષર પાડયા
તેત્રીસ કોટી દેવને તેડાવ્યા
ખમ્મા રે મારા વહાલા.
આઠમે દિવસે ચોક આઠમનો
બાળગોપાળને નવડાવો
ઓપે છે બાળકાંતિ બાળુડાની
નવમે દિવસે નામ શોધજો ફોઈબા
બાળ વંશનો થજો દીપ
જોશે પંઢરીનાથ માયબાપ!
દશમે અગ્યારે બાધા મૂકજો માતાની
ત્રણસો ને સાઠ અગરબત્તી એના નામની
બારમે તે દાડે પારણું બંધાવો ઘરમાં
રંક વસવાયાં સૌને બોલાવો માનમાં
નામ પાડજો લાલાનું કાન્હા કૃષ્ણનું લાડમાં
તેરમે દિવસે બાળ પારણે ઝૂલે છે
મોતી પરવાળાની માથે ઝાલર લાગે છે
માડી અને બાપા પારણું હલાવે!
ખમ્મા મારા બાળા

બાળકનું નામ પાડવાની વિધિ બારમે દિવસે થાય એને 'બારસે' કહે છે. તે દિવસે બહેનો પારણાનાં ગીત ગાય છે. બાળક અવતર્યા પછી પહેલા તેર દિવસના સંસ્કારનું વર્ણન આ પારણાના ગીતમાં છે. એવાં પારણાનાં

ગીતો માગવા આવનારા 'મોતીરામ' અને 'કિંગરીવાળા' ભેખધારી પણ ગાય છે. અને એમને એ માટે સારી બોણી પણ મળે છે.

સ્ત્રીજીવનના બધા જ સંસ્કાર અંગે સુંદર ગીતો રચાયેલાં છે.

શ્રાવણ અને ભાદ્રપદ એ બે ઉત્સવના ખાસ માસ છે. એ મહિનાઓમાં બીજું કામ પણ ઝાઝું હોતું નથી. વરસાદના દિવસ હોય. રીતરિવાજો પાળવા માટે સારી એવી ફુરસદ મળે છે. સારા કામની શરૂઆત હંમેશાં ગણેશપૂજનથી થાય છે. હાથમાં લીધેલું કામ કે માંડેલો પ્રસંગ નિર્વિઘ્ન રીતે પૂર્ણ થાય એટલા માટે ગણપતિજીની પ્રાર્થના કરવામાં આવે છે. એવી જ એક પ્રાર્થના આ ગીતમાં છે :

જય જય જી ગણેશ દેવ.
મુહૂર્ત જોઈ સ્તંભ રોપિયા
લગ્નનાં ગીત મંગળ ગાયાં
રઘુવીરનાં લગ્ન માંડિયાં.
ભક્તોનું ઉપરાણું દેવ તાણેજી
ગણેશ દેવ વિઘ્ન ટાળેજી
વરકન્યા પર દયા રાખોજી
મોટાં હો પેટ ગણેશ દેવનાં
ગળામાં હાર છે નવ રત્નના
તપે છે ભુજાઓ, અંબાર તેજના
સિંદૂર ચડાવ્યો સુંદર કેશમાં
ફૂલ જાસવંતીનાં શોભે ગળામાં
મીઠા મોદક ધર્યા છે હાથમાં.
સૂંઢાળા દેવ વિઘ્નહર્તા છે ગણરાજ મોટા
પ્રકાશપ્રભા મોતીની માળાની પ્રસરે આભા
હીરાના તેજમાં ઉંદરની શોભા
સભામાં વિરાજે ગણોના રાજા
ચરણે મસ્તક મૂકે સારજા
બીદ છે તમારું સંકટ નિવારો
ગણેશ તમે ભક્તોને વિઘ્નથી મુક્ત કરો.

ગણેશની સ્થાપના કરતી વખતે આ ગીત ગવાય છે. તે વખતે ધૂપદીપ અને સુગંધી પુષ્પોથી ઘરનું વાતાવરણ પ્રસન્ન થયેલું હોય છે. શુભકાર્યની તૈયારીઓ થઈ હોય ત્યારે ગણેશનું આગમન સૌને સુખકર લાગે છે. સૌને આનંદ થાય છે. એટલે આ પ્રસંગનું આગવું મહત્ત્વ છે. મહારાષ્ટ્રમાં બધી જ જગ્યાએ આ પ્રસંગ બહુ જ આનંદથી ઊજવવામાં આવે છે.

લગ્નકાર્ય પૂર્ણ થયા પછી કુળદેવતાને પ્રસન્ન કરવા 'ગોંધળ' કરવાની રીત છે. 'ગોંધળ' કરનારાને 'ગોંધળી' કહે છે. 'ગોંધળ'નાં ખાસ ગીત હોય છે. એમાંનું આ એક ગીત :

માયાનો, નિજરૂપ માડીનો
'ગોંધળ' માંડિયો
ઉદે ઉદે અંબામાનો ઉદે
'ગોંધળ'માં આવજો.
ગણેશ મોરેશ્વર આવજો
તેત્રીસ કોટિ દેવ તમે
'ગોંધળ'માં આવજો.

એ રીતે ગીતમાં પૂનાની પાર્વતી, વાઈના ગણપતિ, સાતારાની મંગળાઈ, રત્નાગિરીનાં જ્યોતિબા, કોલ્હાપુરનાં અંબાબાઈ, તુળજાપુરનાં ભવાનીમા, કારંડી, યેસૂબાઈ, મ્હસવડ શિખર, શિંગણાપુરના મહાદેવજી, ફલટણના શ્રીરામજી, નાસિકના સીતારામ, કવઠાની યમાઈ, વાડે ઘોડાની ઓલાઈ, જુન્નરની શિવાઈ, કૃષ્ણા, કોયના, ગંગા, યમુના, સાત સાગર, નવલાખ તારા, આકાશપિતા અને ધરતી માતા સૌને 'ગોંધળ'ની પૂજા માટે નોતરું આપીને આખી રાત ગીતોની રમઝટ જામે છે. શ્રોતાઓ મંત્રમુગ્ધ બની જાય છે.

જાગરણ કરી દેવને પણ જાગતા રાખવાવાળા ખંડોબાના ભક્ત, જે વાઘ્યા અને મુરળીને નામે ઓળખાય છે, તે ગાતી વખતે ભંડારા – એટલે હળદર – મુઠ્ઠીઓ ભરી ભરી ઉછાળે છે. એમનાં ગીતોમાં નમન, પૂજન, આરતી અને ખંડોબાની જીવનગાથા – એવા પ્રકાર હોય છે. એમાંનાં ગીતોમાંનું આ એક ગીત :

હળદર-કંકુથી ભર્યો છે મારો ખોળો
થઈ છું ખંડોબારાયાની મુરળી.

ભક્તિની હાથમાં ભંડાર-વાટકી
'મલુ' દેવની પાછળ હું ચાલી
'જય મલ્હાર'ની ધૂન એ ચાલી
થઈ છું ખંડોબારાયાની મુરળી.
બાધા તે રાખી માતાપિતાએ
દીકરી આપી છે મલ્હારીદેવને
પ્રભુનામની મને ધૂન છે વહાલી
ખંડોબારાયાની થઈ છું મુરળી.
મારા દેવનું કરું છું હું ધ્યાન
એને ચરણે મૂક્યા પંચપ્રાણ
પીળી ધ્વજા પર ભંડારો ઉછાળી
ખંડોબારાયની થઈ છું મુરળી.
સગો મારો છે ખંડોબા રાયજી
એની આજ્ઞાએ હું તો આવીજી
સદા એ રહેતો મારી પાસજી
ખંડોબારાયાની થઈ છું મુરળી.

આ ગીતમાં મુરળીએ પોતાની કથની કહી પ્રભુ પ્રત્યેનો પોતાનો ભાવ વ્યક્ત કર્યો છે.

ગળામાં કોડીની મોટી મોટી માળાઓ પહેરી, માથે કોડીઓ જડેલો ટોપો પહેરી, તેલમાં ભીંજાવેલો ડગલો ચડાવી, હાથમાં બળતી મશાલ રાખીને મિતાક્ષરી ભાષા બોલતા ભવાનીમાના ભક્તો મહારાષ્ટ્રમાં ઘેર ઘેર ભિક્ષા માગવા જાય છે. એ 'ભુત્યા' નામથી ઓળખાય છે. એઓ અંબાભવાનીનાં સ્તુતિગીતો ગાય છે. જુદા જુદા વારનાં નામ પર આધારિત એવું એમનું આ ગીત :

વાર મા વાર મેં તો મંગળવાર કર્યો.
અંબાજીનો ઉંબરો, લીંપ્યોગુંપ્યો.
વાર મા વાર, છે બુધવાર
અંબામાનો, કૃષ્ણ અવતાર.
વાર મા વાર, મોટો ગુરુવાર
અંબામાને અગરબત્તી – દત્તલીલા કરે.

વાર મા વાર કર્યો શુક્રવાર
અંબામાને કપૂર – લક્ષ્મીજી પધાર્યાં.
વાર મા વાર કર્યો મેં શનિવાર
અંબા હનુમાનજીને ચડાવો સિંદૂર.
વાર મા વાર મારો છે રવિવાર
અંબા મલ્હારીને ચડાવો ભંડાર.
વાર મા વાર કર્યો મેં સોમવાર
અંબા મહાદેવજીને બીલીનો શણગાર.

કયે દિવસે કયા દેવની પૂજા કઈ રીતે કરાય એની કલ્પના આ ગીત પરથી આવે છે.

જેમની આખી જિંદગી દરિયા પર વીતે છે અને જેમનાં લગ્ન એમની હોડી સાથે જાણે થયાં હોય એવા કોળી લોકો સાગરપૂજાનાં જાતજાતનાં ગીત ગાય છે. વારતહેવારે હોડીને સજાવી એની આજુબાજુ નાચે અને નાચતાં નાચતાં જે ગીતો ગાય છે એમાંનું આ એક ગીત:

લાય લાય લાય લેવાવાળી
વાંકી તે ડોકની ગોવાવાળી
લાય લાય લાય લેવાવાળી
ખોળામાં પરચૂરણ, વરલીવાળી
લાય લાય લાય લેવાવાળી
ધોળા સાલ્લાની મુંબઈવાળી
લાય લાય લાય લેવાવાળી
લાંબા છેડાની યેસાવાળી.
લાય લાય લાય લેવાવાળી
કાળી ટીળડીની દા'ડાવાળી...

આ ગીતમાં ગમ્મત કરી કોળીબહેનોની વેશભૂષા અને દરેક ગામની ખાસિયતનો નિર્દેશ કરી દેશ તેવો વેશ એટલે શું એની કલ્પના આવે એવી રચના કરી છે.

મહારાષ્ટ્રમાં ઘેટાં-બકરાં પાળી ઊન કાંતી એના ધાબળા બનાવવાનો ઉદ્યોગ મોટા પાયા પર ચાલે છે. એ ધંધો કરનારાઓની જમાતને 'ધનગર' કહે છે. એમનો કુળદેવ છે 'બિરોબા'. એ બિરોબાને ચંપા અને ટગરનાં ફૂલ ચડે.

એની પૂજા કર્યા પછી બધાં મળીને બિરોબાદેવનાં ગીત ગાય છે. આ ગીત કથાકાવ્ય જેવાં લાંબાં લાંબાં હોય છે. ઢોલકના તાલ પર અને મંજીરાના ઠેકા પર કલાકો સુધી ગીત ચાલ્યા કરે છે. એ ગીતોનો પ્રારંભ આ પ્રમાણે હોય છે :

સંભારણું દેવનું, એ સમયનું
સમયની ઘડીનું,
પહેલું મારું નમવું, બિરોબા દેવને
ધરતી માતાને, મેહુલા બાપાને
ચાંદાને, સૂરજને.

આ ગીતોમાં રોમાંચક વાર્તાઓ ગૂંથાયેલી હોય છે. એટલે રાત આખી આ સંગીતસભામાં શ્રોતાઓ ભાન ભૂલી મશગૂલ થઈ જાય છે.

હાથમાં લીધેલું કામ જલદી થાય અને શ્રમ ન જણાય એટલે ખેડૂતો પાકની લણણી વખતે જે ગીતો ગાય છે તે ગીતોને 'ભલરી' ગીતો કહે છે. સૌનું ભલું ઇચ્છતાં આ ગીતોમાં નાની નાની કથાઓ પણ હોય છે. તેથી સૌનું મનોરંજન કરતાં આ ગીતોમાં વિષયોની વિવિધતા પણ સારી પેઠે હોય છે. છતાં મોટે ભાગે આ ગીતો શૃંગારરસથી છલકાતાં હોય છે :

ગાડીવાન દાદા, તારા સાંઢ હોંશીલાજી
એમના ગળામાં ઘંટડી રણકે
રેશમનાં ફૂમતાં ઝૂલે હો જી
બાગમાં બંગલો લીલા તે રંગનો જી
એના પિંજરામાં રાઘુ મેના જી
નાર ઝૂલતી હિંડોળે હો જી

એવાં રસીલાં ગીતોના સૂર આખા ખેતરને ભરી દે છે. પોતાના મનમાં વસતી સુંદરીનું રૂપ શબ્દો વડે ઘડીને સૂરમાં વહેતું મૂકી એ ગાનારા મરદો આનંદમાં બેહોશ થઈ મોલ કાપી કાપીને ઢગલા કરતા હોય છે.

ધરતીની પૂજાનું આ દૃશ્ય અપૂર્વ હોય છે.

પ્રાસંગિક ગીતોના આવા ઘણા પ્રકાર છે. આ ગીતોના શબ્દ સાદા હોય છે. રચના સહજ રીતે થાય છે. એમાંથી ખડું થતું ચિત્ર શાંત, મનોહર, સરળ

અને ચિત્તાકર્ષક હોય છે. ગીતોની રચના ઓઘવતી હોય છે અને સ્વર વિલોભનીય. ગીતોના ગાનારાઓની શાન અને ગરવાઈ પણ મનોહારી હોય છે.

## આદિવાસીઓનાં લોકગીતો

જંગલની કોતરો ને કંદરાઓમાં, વનવગડાના ખૂણાખાંચરામાં રાત પડે અને સાતપુડા તથા સહ્યાદ્રિ જાણે ઢોલકને તાલે તાલે સજીવન થતા હોય તેમ ડોલવા લાગે, એ જોઈને ભાન ભૂલી જવાય છે. ભરપેટ ખાવાનું ભાગ્યે જ ભાળતી આદિવાસી પ્રજા ચાંદો, સૂરજ, તારલા, મેહુલા, ધરતી ને મેઘાડંબરનાં ગીતો ગાવા લાગે ત્યારે એમની કલ્પનાની પાંખો આભને આંબી જાય. દામિનીનો દમકાર અને મેઘની ગર્જના એ એમના ખાસ માનીતા વિષય.

ડુંગર આખો ગરજી ઊઠ્યો
વીજળીથી એ ચમકી ઊઠ્યો.

આવી હીંચ લેતાં લેતાં આભ ધરતી પર ઝૂકી જાય એટલું તાન ચડે છે.

આદિવાસીઓનાં ગીતો ગાવાના ખાસ દિવસ એટલે વારતહેવારના દિવસ અથવા લગ્નપ્રસંગ. લગ્નના રીતરિવાજનાં ગીતોમાં ગાડું ભરીને હળદરની માગણી કરતા આ લોકો એનું કારણ આપતાં ગાય છે:

તારા મોઢાની પીઠી ઉતાર, રાજા
તારા ઉરની હળદર ઉતાર, રાજા
તારા બાહુ પર હળદર ઉતાર, રાજા
પગની પાનીની પીઠી ઉતાર, રાજા
હળદર મા હળદર મા, આવજો રે
જંબુ આવે છે મારે ઘરે

લગ્ન પહેલાં માથાથી પગની પાની સુધી ચોળેલી પીઠી ઉતારતા વરરાજાને ઉદ્દેશીને આ ગીત ગવાયું છે.

થાળગીત પણ આદિવાસીઓના સમૂહગીતનો એક પ્રકાર છે. એક મોટો થાળ લઈ એની વચ્ચે એક એક સળી ગોઠવી એના પર આંગળીઓ ફેરવી ઘનગંભીર, સુંદર સ્વર ઊમટે. એ મદભર્યા વાતાવરણમાં ભાન ભૂલીને નાચતા જાય, ગાતા જાય, દેવદેવીઓને પણ બોલાવતા જાય.

'ધેના ગાઈએ રે ધરનારી દેવા,
ધેના ગાઈએ રે કનસારી દેવા!'
(ધેનુ = ગાય)

આ બે પંક્તિ ઘૂંટી ઘૂંટીને ગાતાં ગાતાં રંગ જામે છે. આ નાદબ્રહ્મમાં પોતાની જાતને ભૂલી સૌ મસ્ત થઈને નાચે છે. થોડામાં સંતોષ માનીને રહેતા આ લોકો ઢોલનો નાદ સાંભળતાં જ એમનાં મન થનગની ઊઠે. ધરતી, પાણી, પશુ, પંખી, ઝાડ, ઝાંખરાં, ડુંગરા ને કંદરા – એ કુદરત સાથે એકરૂપ થઈ જાય છે. એમની એ બેહોશીમાં પહેલા એ ધરતીમાને નમે છે :

મારું નમન તને ધરતી માડીને
મારું નમન તને કનસારી માડીને
મારું નમન તને પાણીના દેવને
મારું નમન તને ગાજતી વીજળીને.

આવાં ગીતોની પાછળ સૈકાઓના સંસ્કાર છે. પોતાના આચારવિચારોની એક જુદી જ સંસ્કૃતિનું આદિવાસીઓએ પણ જતન કર્યું છે, એને વિકસાવી છે.

ગોચરનો ડુંગરો ગોવાળે લીધો જી
ગોવાળે લીધો એ તો ગાયને ચારવા જી
ઘાટમાંથી આવ્યું પવનનું વાગોળિયું
વાગોળે ઉરાડ્યાં પાનખરનાં પાંદડાં
દાદા દાદા મારીશ મા બળદને
મારીશ મા બળદિયાના ભઈલાને

ઠાકરડાઓનું આ ગીત મહારાષ્ટ્રમાં ઘણું જાણીતું અને લોકપ્રિય છે. આદિવાસીઓના સંસ્કારનું ચિત્રણ આ ગીતમાં છે.

આદિવાસીઓ શૂરવીર અને સ્વમાની હોય છે. કુદરતે એમને પોતીકા ગણી સ્વીકાર્યા છે. એમનાં ગીતોમાં નિસર્ગની પ્રફુલ્લિત રંગછટાઓનું દર્શન થાય છે. પુનરુક્તિ એ એમનાં ગીતોનું પ્રાણતત્ત્વ છે. ગીતનૃત્યમાં મન સાથે તનને પણ આરામ આપવાનો એમનો સ્વભાવધર્મ છે. એટલે ધરતીના આ છોરુઓ મન ફાવે ત્યારે ગાય છે. મન માને તેમ નાચે છે. એમના નૃત્યનો ઝણકાર અને ગીતનો લલકાર જોનારાં અને સાંભળનારાં પોતાને ભાગ્યશાળી ગણે છે.

# 6. લોકસાહિત્ય : ગદ્ય-વિભાગ

આપણે સૌ રોજ જે ભાષા બોલીએ છીએ, એ જ સાદી સરળ ભાષામાં કેટલાક શબ્દો સરસ રીતે ગોઠવાઈ જાય, એમાં ગૂંથાયેલી વાત હૈયા સોંસરી ઊતરી જાય — એવી વાતો એ જ સાહિત્ય. એ સાહિત્યના સર્જકો પોતાના સર્જન અંગે સભાન પણ નથી હોતા. અને લોકસાહિત્યની એ જ વિશેષતા છે. પેઢીઓથી એ સાહિત્યનો વારસો ચાલતો આવે છે, એ પણ એક અપૂર્વ બીના છે. સામાન્ય લોકોએ આ અસામાન્યતા મેળવી છે. સાહિત્યશાસ્ત્રનો કક્કો પણ જાણતા ન હોય એવા માણસો પણ અક્ષરસાહિત્ય સર્જે છે. માત્ર સ્મરણની શક્તિ પર એવા સાહિત્યની એક પરંપરા સર્જાય છે. આપણી બુદ્ધિ સતેજ કરવા એવું સાહિત્ય લોકો સમક્ષ આવે છે. રોજના બોલવા-ચાલવાના વ્યવહારમાં પણ એ સાહિત્યનો પ્રવેશ થાય છે. એ સાહિત્યમાં લોકોના આત્માનો ધબકાર છે. માનવમનના સ્થાયી ભાવોને સ્પર્શતું આ સાહિત્ય અને એના વિષયોનું વૈવિધ્ય સતત વિકસતું રહેતું હોવાથી એને ચિરસ્થાયી સ્વરૂપ પ્રાપ્ત થયું છે.

## કહેવતો

જૂના જમાનાના માણસો એમને જે કહેવું હોય તે ઓછામાં ઓછા શબ્દોમાં કહી દેતા. પોતાના બોલવાની અસર સચોટ થાય એટલા માટે સજાગ રહેતા. એટલે એમના બોલવામાં વ્યવહારુ, ડહાપણ ભરેલા થોડા પણ ચોટદાર શબ્દો આવતા. એમના એ પ્રકારના બોલવામાં 'કહેવતો'થી વાક્યો ઘડાયેલાં હોય છે.

બોલવામાં જ્યારે કોઈ કહેવતનો ઉપયોગ થાય ત્યારે કહેવતના શબ્દોના ક્રમમાં ફેરફાર કરાતો નથી અથવા શબ્દમાં પણ ફેરફાર થતો નથી. ફેર-બદલ કરવાથી અર્થનો અનર્થ થઈ જાય. દા.ત. "અતિ શાહાણા ત્યાચા બૈલ રિકામા". "અતિ ડાહ્યો એનો બળદ નવરો" એ કહેવતમાં બળદને બદલે ઘોડો ના મૂકી શકાય. એવો ફેરફાર કરવાથી એ શબ્દોની અસર નહીં થાય. આ કહેવત ખેડૂતો બોલે છે. ખેડૂત હાથે કામ કરવાને બદલે માથે હાથ દઈ વિચાર જ કર્યા કરે તો એનો બળદ નવરો જ પડે ને ! એવો એ કહેવતનો અર્થ ધ્યાનમાં લેતાં એ કહેવત જે પ્રમાણે છે તે પ્રમાણે જ વાપરવી પડે એ સમજી શકાય.

કહેવતોમાં વપરાયેલાં ક્રિયાપદો કેટલીક વાર ભૂતકાળનાં હોય છે. છતાં ભાવાર્થે ભવિષ્યકાલીન હોય છે. દા.ત. "ગાજરની પિપૂડી વાગે તો ઠીક નહીં તો તોડીને ખાઈ ગયા."

કહેવતોમાં યમક અને અનુપ્રાસ હોવાથી એ વાક્યો ડોલનશૈલીથી વધારે ચોટદાર થાય અને લોકોના ધ્યાનમાં પણ સહેલાઈથી રહે. "ગવત ગોંડાળ, બાયકો તોંડાળ, શેત ધોંડાળ" (એટલે તોરાવાળું ઘાસ, વઢકણી વહુ અને પથરાળ ખેતર ત્રાસ આપવાવાળાં હોય છે.) આ કહેવતમાં બધી જ અનિચ્છનીય અને ત્યાજ્ય વસ્તુઓ સાથે આવવાથી એમનો સમાન ધર્મ પણ સ્પષ્ટ થાય છે.

સાહિત્યશાસ્ત્રમાં કહેવતને 'વાક્પ્રચાર' કહે છે. કહેવતો એકબીજા પાસેથી સાંભળી સાંભળી લોકોમાં પ્રસરે છે. કેટલીક વાર એ સાંભળવામાં કંઈક દોષ હોય ત્યારે શબ્દના ઉચ્ચારમાં એવો ફેરફાર થાય છે કે એ કહેવતનો અર્થ સમજાતો નથી. "ઘોડો પેંડ ખાય". (અમુક મુદ્દા પર વાત આગળ ના વધે) અહીં પેંડ ને બદલે સાચો શબ્દ પેણ છે. પેણ એટલે વિસામો. અસલમાં દૂર દૂરની મુસાફરી કરતા ઘોડાઓને માટે રસ્તામાં વિસામા માટે તબેલામાં થોડોક આરામ કરાવતા. પરિચિત ઘોડા એ જગ્યાએ આવે એટલે અચૂક થંભી જાય. તેને બદલે ઉચ્ચારદોષને લીધે કહેવતે બિચારા ઘોડાને પેંડ – એટલે ખોળ ખાવાની ફરજ પાડી દીધી.

કેટલીક કહેવતો પ્રાદેશિક સ્વરૂપની હોય છે. ગોવામાં "અથાણામાં ભટ થયા છે" એવો એક વાક્પ્રચાર છે. અહીં 'ભટ'નો અર્થ છાયળ, પણ મહારાષ્ટ્રના મોટા ભાગમાં 'ભટ'નો અર્થ બ્રાહ્મણ અથવા ભિક્ષુક થાય છે. એટલે કહેવતોની બાબતમાં સંદર્ભનું મહત્ત્વ ઘણું છે.

કહેવતો એ વિશાળ જ્ઞાનકોશ જ છે. અનુભવની એ લોકશ્રુતિઓ છે, એટલે કેટલીક કહેવતો પર આધારિત એવી લોકકથાઓ પણ હોય છે. "થંડ ગરત આણિ કન્હાળા ઉંડગા" એવી એક કહેવત એમાંની છે. થંડ એટલે ઠંડીના દિવસ, શિયાળો. ઠંડી એ ગૃહકામમાં નિપુણ ગૃહિણી જેવી હોય છે. લોકો શિયાળામાં ખૂબ કપડાં પહેરી અંગ ઢાંકીને ફરે છે. કામ વગર ઘરની બહાર જતા નથી. ઓઢી-પહેરીને ઘરમાં રહે એટલે ઠંડીને 'ગરત'–ગૃહિણી કહ્યું છે.

અને ઉનાળો એટલે શિયાળાથી બિલકુલ વિરુદ્ધ. 'ઉંડગા' એટલે મનમોજી. ઝાઝી લાજશરમ પણ ન રાખે એવો. ઉનાળામાં લોકો કપડાં પણ ઓછાં વાપરે. બહાર ફરે. એટલે ઉનાળાને 'ઉંડગા'ની પદવી મળી છે.

કહેવત એ કવિતાની કડી જેવી હોય છે. નાનું પણ ચોટદાર વચન. લઘુતામાં વ્યવહારચાતુરી, ચિત્તાકર્ષકતા અને લોકમાન્યતા એ કહેવતોના વિશેષ ગુણ છે. આકાર નાનો, રચનામાં ડોલનશૈલી હોવાથી દુનિયાભરમાં કહેવતો લોકપ્રિય બની છે અને એમની સંખ્યા પણ અમાપ છે.

**કોયડા**

અસલના જમાનામાં કુટુંબના માણસો ભેગા મળે ત્યારે એકબીજાની પરીક્ષા લેવાની રમત જેવી પ્રશ્નોત્તરોની રમઝટ એમની વચ્ચે જામતી. બુદ્ધિને કસે એવા સવાલો અને ડહાપણથી આપેલા જવાબો. એમાં બુદ્ધિચાતુરી અને ટેવ વગર ટકી રહેવું મુશ્કેલ બની જાય. આ પ્રકારના પ્રશ્નોને 'કોડી'– કોયડા કહે છે. કોયડાનાં વાકચોની રચના ઠાવકી અને ભાષા ચોટદાર હોય છે. સાથે સાથે જવાબ પણ એવા જ તેજીલા હોય છે:

"પાંઢરં વાવર કાળં બી, ચતુર મ્હણતો પેરીન મી"
"ધોળું ખેતર કાળું બી, ચતુર ભણે હું વાવીશ જી"

આ કોયડામાં પ્રત્યેક કલ્પના મહત્ત્વની છે. ધોળું ખેતર એટલે કાગળ. કાળું બી તે શાહી. ચતુર એટલે પ્રતિભાશાળી માણસ. એનું વાવવું એટલે લખવું. અને આખા પ્રશ્નનો જવાબ આવે લેખક. ભાષાનો સરસ પરિચય હોય તો જ બોલાતા વાકચનો ખુલાસો મનમાં તરત ને તરત થઈ જાય. નહીં તો ભેજું કસી કસીને થાકી જવાય છતાં હાર સ્વીકારવી પડે.

"પહેલાં ગોળ, પછી લાલ ને પછી થૈયમ્ થૈયા." આ કોયડાનો જવાબ આવે ખાંડણી, મરચું અને સાંબેલું. ગોળ તે ખાંડણી. લાલ મરચું અને સાંબેલું પડે એટલે જે અવાજ થાય તે થૈયમ થૈયા. આ બધી ક્રિયા અને પરિભાષાની ખબર હોય તો જ આવા કોયડાના જવાબ શોધી શકાય.

"હા હા મદાણા હાહા. ચિરલી પકાલી હીહી, આતલી બિબાણી હી હી". આ કોયડાનો ઉત્તર છે કોળું. કોળાનો મસમોટો આકાર, કાપ્યા પછીનો અંદરનો ભાગ અને એનાં બિયાંનું વર્ણન કોયડામાં કર્યું છે. વાકચની રચનામાં

આકાર દર્શાવાયો છે. "મા હળદરની કોઠી, બાપ કુહાડીનો હાથો, દીકરો જન્મ્યો તે મોંનો કાળો." આ કોયડાની ભાષા સાવ જુદી છે. કુદરત સાથે મળતી ભાષા છે. એમાં ત્રણ રંગનો ઉલ્લેખ છે. એનો જવાબ છે કાળા તલ. મા એટલે ફૂલ, પીળા રંગનું. બાપ એટલે ફળ, લાકડાના રંગનું અને અંદરથી નીકળે તે તલ કાળા.

ગ્રામવિસ્તારોમાં કોયડાને 'હુમાન' કહે છે. "કણ કણ કોદાળી, મણ મણ માટી, ચંદ્રમા ઊગ્યો અધરાતે" આ 'હુમાન'નો જવાબ છે ઉંબરનું ફૂલ. સામ-સામા 'હુમાન' મૂકી અક્કલ હોશિયારીની ચકાસણી કરતા ડાયરા જામે ત્યારે આવા કોયડાનો ઉકેલ મળતો જાય. એકાદ વાક્યમાં કેટલો મોટો અર્થ સમાઈ જાય છે ! દુનિયાની સર્વ ભાષાઓમાં એક યા બીજા રૂપે આ પ્રકાર લોકપ્રિય છે.

### ઉખાણાં

ઘરમાં મંગળકાર્ય હોય ત્યારે સગાંસંબંધી અને પરિચિત બહેનો ભેગી થાય ત્યારે પોતાના ધણીનો પરિચય આપતી વખતે બહુ મર્યાદાશીલ ભાષા વાપરે છે. ભલે ઓરડામાં રહેતાં હોય પણ રાજાના રજવાડાનો વૈભવ માણવાની મનીષા અને મસ્તી એમની એ ચમકભરી કડીઓમાં ડોકાતી હોય છે. એમની વાણી એ સુખમાં મહાલતી ડોલે છે. ટૂંકાં ને ટચ બોલાતાં વાક્યોને 'ઉખાણાં' કહે છે. પતિનું નામ એમ ને એમ કહેવાથી એની આવરદા ટૂંકી થાય એવી એક માન્યતા હોવાથી ઉખાણામાં મૂકી એ નામનો ઉચ્ચાર કરવાની રીત મહારાષ્ટ્રની બહેનોની બહુ માનીતી છે.

મહારાષ્ટ્રમાં આ પ્રથા પ્રાચીન કાળથી પ્રચલિત છે એવું જૂના ગ્રંથોમાંના ઉલ્લેખો પરથી કહી શકાય.

મધ્યમ વર્ગની અને ઉચ્ચવર્ણની બહેનો જે ઉખાણાંઓ સામાન્ય રીતે અપનાવે છે તે સીધાંસાદાં, દોઢ-બે વાક્યનાં હોય છે :

"જુવારના મોલ, ભર્યા મોતીના દાણા
ભાણાં ભર્યા ખેતરમાં ચાલ્યાં . . . પટેલ રાણા"

એમાં. . . આ જગ્યાએ પોતાના વરનું નામ મુકાય છે. ખેડૂતજીવનથી પરિચિત સ્ત્રી જ આવું ઉખાણું બોલે અને એના કુટુંબી જ એનો અર્થ પણ સમજે. મોતીદાણા જેવા ઊભા મોલમાં પોતાનો ધણી ફરે એવા એ સઘન

ખેડૂત છે, એવું એ બહેન ભારપૂર્વક કહેવા માગે છે. સાથે સાથે એ ગામના પટેલ છે એનું અભિમાન પણ છે.

"સોનાના કર્ણફૂલને મોતીના ઝૂલા (લટકતાં મોતી)
..ની રાહ જોઈ ગામલોકો ઊભા"

આ ઉખાણામાં પતિના કર્તૃત્વની નોંધ છે. સોનાનાં મોતીજડયાં કર્ણફૂલો પહેરેલી પત્નીને જોઈ "આ ક્યાંથી લાવ્યાં?" એ પૂછવા માટે ગામલોકો એના પતિરાજાની રાહ જોઈને ઊભા છે! એમાં આવું સુંદર આભૂષણ આપણે પણ લાવીએ એવી ઇચ્છાથી લોકો પૂછપરછ કરવા ઉત્સુક છે, એવો એક અર્થ નીકળે. અને ભાઈ એવા પરાક્રમી અને કર્તબગાર કે ગામલોકો એમની રાહ જોઈને ઊભા રહે એવો પણ અર્થ એમાંથી નીકળી શકે.

ગામડાગામની બહેનોનાં ઉખાણાં એના કરતાં ખૂબ મોટાં હોય છે. એમના ઉખાણાંમાં સગાંવહાલાં, મહેમાનપરોણા, માનપાન, ઠામઠેકાણું, ગમા-અણગમા –એ બધું એક યા બીજી રીતે સાંકળી લેવામાં આવે છે. એને લઈને એમાં માનવજીવનનું ઊંડું દર્શન થાય છે.

"કોલ્હાપુરનું તપેલું નાહવા માટે, ચંદનનો પાટલો બેસવા માટે, જરીકોરનું ધોતિયું પહેરવા માટે, ઓરસિયો યેવલાનો, ચંદન વડોદરાનું, કેસરી ગંધ તિલક માટે, શિવપૂજાનું જળ ગંગાભાગીરથીનું, જમવાની થાળી ચાંદીની, આંબા મહોરતા ભાત ઉપર, કેસરવરણી દાળ, તબક ભાતીગળ, ડબો માહુલી ગામનો, ડાબલીઓ ગજનીની, કાથો કોંકણનો, ચૂનો ભોકરનો, પાન રામટેકનાં, જાવંત્રી જયગામની, લવિંગ વિજાપુરનાં, સોપારી સોલાપુરની, લાલ ગાદી મુંબઈની, લોડ સતારાના, કિનખાબી તકિયા પૂનાના, છપ્પર પલંગ કરાડનો, હીરા-માણેકના ઝુમ્મર ઝળકતા, ...ના નામનો ચાંદલો ઝળહળતો.

આ ઉખાણામાં રાજા-મહારાજાના ઘરના વૈભવનું વર્ણન છે. સુખભર્યા જીવનની કલ્પનાનો ચિતાર છે. એક પાન ખાવાનું તે ગામેગામથી એની સામગ્રી આવે છે. સ્નાન-સંધ્યાના ઠાઠનું વર્ણન છે. ઘરના વૈભવનું વર્ણન છે. આ ઉખાણું સાંભળનારનું પણ મન પ્રસન્ન થાય. પોતાની જિંદગી આવી સુખી હોય એવો એક સંતોષ બોલનારીના મનને થાય છે. હકીકતમાં એને ઘેર એમાંનું

કશું ભાગ્યે જ હોય છે! શ્રીમંતોની શ્રીમંતાઈની સાંભળેલી વાતોમાંથી આ બધું જોડી કાઢેલું હોય છે. આવા ઉખાણામાં સમાજજીવનની સમૃદ્ધિનું સ્વપ્ન સાકાર થાય છે.

"પૂનમનો હું પૂજું છું વડ. દિવાસો ત્યાં ઊભો, પાછળ નાગપાંચમ જુએ છે વાટ. પાંચમને દહાડે દિંડ(પુરણનાં બાફેલાં વડાં)નું શિરામણ. આવે છે ગોરમા અને ગણેશની સવારી. ગોરમા ને ગણપતિને ચડાવું ધરો. ગોરમા ગણેશના બાંધ્યા મેં દોરા, આવ્યા છે આસો માસના દહાડા. આસો-માસની વીણી મેં દાળ. નવરાત્રિની ચડાવી માળ. ઘટની માળને મારું છું ગાંઠ, શિલંગણ(દશેરાનું સીમોલ્લંઘન)ની વાગે છે હાક. શિલંગણનું સોનું લીધું, દિવાળી-એ આવવું કીધું. દિવાળીમાં દીવા કર્યા, ત્યાં સંક્રાંતિનાં પગલાં થયાં. સંક્રાંતિનું સુગડ (નાનો ઘડો) પૂજ્યું. મહામાસનો પૂનમ ચાંદો ઊગ્યો. મહામાં પૂજ્યાં કણસલાં, હોળીમાં આવ્યાં રંગલ, ફાગણના ફાગની કરી મેં પોળી, ઉછાળ્યા રંગ, પાંચમ ભોળી. રંગ વેરાણાં ત્ય પડવો આવ્યો. પડવાની મેં ચડાવી ગુડી, ત્યાં અખાત્રીજે છલાંગ મારી, અખાત્રીજનો ઘડો પૂજવો અને દિવાળી લગી રાહ જુઓ. આવશે દિવાળી ત્યારે હું આવીશ. . . .વહાલમ તમારે ઘેરે."

આ ઉખાણામાં મહારાષ્ટ્રના લગભગ બધા જ વારતહેવાર અને દરેક પ્રસંગે જે રીતભાત હોય એ બધાની નોંધ લીધેલી છે. સાથે સાથે આ બધા વાર-તહેવારે બારે માસ મહિયર રહેવાની અંતરની ઇચ્છા પણ પ્રગટ થઈ છે. એ ટીખળથી બોલનારી અને સાંભળનારા બધાંને જ મજા આવે છે. એવાં મોટાં મોટાં ઉખાણાં એકીશ્વાસે લે ત્યારે સાંભળનારા જે પ્રશંસા કરે તે વળી વધારામાં. કદાચ વચ્ચે કાંઈક ભૂલી જવાય તો બાજુની બહેન ટાપસી પૂરે. ઉખાણાની મજા કાંઈ ઓર જ હોય છે. મુગ્ધ શૃંગારના રંગથી રંગાયેલી પ્રૌઢ સ્ત્રીઓ પણ પતિનું નામ દેતાં નવી વહુની માફક શરમાય ત્યારે ઓછી રૂપાળી નથી લાગતી.

ઉખાણાના ઘણા પ્રકાર છે. અક્ષર-માત્રાનું એમાં કશું બંધન ન હોવાથી યમક જાળવવાનો પ્રયત્ન ખાસ કરાય છે. મુક્ત છંદનાં ઉખાણાં લાંબાં હોય છે. કેટલીક વાર બહેનો બેચાર ઉખાણાં એકબીજા સાથે જોડી દઈને નવો જ અક્ષરબંધ તૈયાર કરે છે. દ્રુતગતિમાં બોલાતાં ઉખાણાં સાંભળતી વખતે આ ચમત્કારની ખૂબી ઝટ કોઈના ધ્યાનમાં પણ નથી આવતી.

લગ્નપ્રસંગે કન્યાપક્ષના સાજનમાજન વરપક્ષને ત્યાં વરરાજા માટે ભાત-ભાતનાં પકવાનો લઈને જાય છે. સ્થિતિ હોય તો ટોપલીઓ ભરી ભરીને વાનગીઓ લઈ જાય. વેવાણ પોતાના પક્ષના પાકકૌશલ્ય પર વારી જાય એ હેતુથી સુંદર સુંદર વાનીઓ લઈ વાજતે-ગાજતે આ સાજન વરપક્ષને ઉતારે જાય. એને 'રુખવત' કહે છે.

રુખવતની થાળીઓ, તાસક, તાંસળાં ને ટોપલા પર ભાતીગળ રૂમાલો ઢાંકેલા હોય છે. એક એક રૂમાલ ઊંચકતા પહેલાં ઉખાણાં બોલવાની રીત છે. આ ઉખાણામાં વિનોદ અને હાસ્યનું મોટું સ્થાન હોય છે. સામસામા પક્ષને આ ઉખાણાંઓમાં સંભળાવી દેવાની તક પણ સાધી લેવાય છે. છતાં મોટી ને ઠરેલ બહેનો ઘા સામે ઘા કરી પાછાં હસી કાઢે અને એ પ્રસંગ આનંદમાં પૂરો થાય.

"આવ્યું આવ્યું રુખવત. ગજાવ્યું ગામ. રૂમાલ કાઢીને જોયું તો સાકરની ગૂણ "

આમાં અતિશયોક્તિ કરી છે. વાનગીઓમાં મીઠાઈ ઓછી હોય, અથવા મીઠાઈમાં ખાંડ ઓછી હોય તો સંભળાવવા માટે આ ખાસ કહેવામાં આવે છે. પછી તો સામાવાળાને પણ તાન ચડે અને રમઝટ જામે. "આવ્યું આવ્યું રુખવત, એમાં હતો ગાડવો. એના જેવો તો કાઢજો, ન હોય તો ખૂણામાં મોં સતાડજો."

આવું આહ્વાન સામા પક્ષને આપી, અમારા મામૂલી ગાડવાની તો બરાબરી કરો, એવો પડકાર અપાય છે. અને 'એના જેવો તો કાઢજો' એમાં ઉખાણા સામે ઉખાણું કહેજો જોઈએ, કેટલા પહોંચો છો, એ વટ પણ એની પાછળ ખરો.

"આવ્યું આવ્યું રુખવત. રુખવત પર ઢાંક્યો ગાજરનો પાલો
દોઢ દી ના થયો, ત્યાં પાછાં શીદ આવ્યાં ?"

કન્યાને સાસરે વળાવે ત્યારે સાજન આખાને ચાલે એટલો નાસ્તો 'બુતી'માં (મોટા ટોપલાઓમાં) ભરીને સાથે આપવાનો રિવાજ છે. એના પર ઢાંકેલા ગાજરનાં નાજુક પાન હજુ વિલાયાં નથી ત્યાં વેવાઈ પાછા શીદ આવ્યા ?... 'બુતી' પાછી ભરાય એ લોભમાં કે ? જોકે આ હસવાની વાત હોય છે.

"આવ્યું આવ્યું રુખવત, માંડવને દ્વારે, અંદર વાનીઓ સારી, જોતી નગરની નારી. શેવો છે નાજુક, પાનની પટ્ટી, ટોપરાની વાટકી, ગોળનો ગાડવો, અડદનાં વડાં, રાયપુરનું જીરું, અછોલા શ્રીફળ પાંચ, પીળાં કેળાં, દ્રાક્ષ, અંજીર

અને રામફળ, ધનસંપત્તિનું મોટું છે બળ, રૂમાલ ઉપાડું છું. . . નું નામ દઈને. પણ રહીશ જરીની સાડી લઈને." આ ઉખાણામાં કરેલો પડકાર સ્વીકારી અંદર જે વાની છે તેમનો ઉલ્લેખ કરી પોતાનો પક્ષ ચડિયાતો હોવાનો દાવો કર્યો છે. એવા ઉખાણાને લીધે કદાચ ખટરાગ થવાનો સંભવ હોય એ જાણી સામા પક્ષની વડીલ સ્ત્રી તરત પૂછે છે :

"આવ્યું આવ્યું રુખવત, ઉપર મૂક્યો મોડ
પારકો સાલ્લો પહેરવાના કિયાં વેવાણના કોડ?"

આ સવાલ આવે કે બધાં જ હસી પડે. અને હસીખુશીમાં આ વિધિ પૂરી થાય.

નાની છોકરીઓ રમતમાં ઉખાણાં બોલે છે, પણ એમાં વરનું નામ નથી હોતું. ક્યાંથી હોય? ખાસ કરીને ફુદરડી ફરતાં ઉખાણાં બોલે છે. ભઠ્ઠીમાં ધાણી ફૂટે તેમ આ ફટાણા ફટ ફટ ફૂટે છે.

"ફુદરડી ફરશું દણદણ, રૂપિયા ગણો ખણખણ,
બાવળની છાલ મારો કમરપટ્ટો લાવ."

આમાં ફુદરડી ફરવાનું જોમ અને જોર, સાથે સાથે ભારે કંદોરો પહેર્યો છે એનું ભાન પણ છે.

"ફુદરડી ફરતાં જમીન થઈ લાલ, જમીન થઈ લાલ
મારી જોડે ફરે તો પકવા તો ઘાલ"

(પકવા એટલે મોંમાંથી 'પકપક ફૂ ફૂ' એવો અવાજ કાઢે છે) જે ગામની માટી લાલ હશે એવી ગામની છોકરીઓએ આ ઉખાણું રચ્યું હશે. પકવાના અવાજ કરવાથી ફુદરડી વધારે ચગે છે – અને રમનારાં તથા જોનારાંને આનંદ થાય છે.

"સોટી રે સોટી, નેતરની સોટી
ભાઈએ વહુ કરી મારાથી મોટી"

પોતાની જાડીપાડી ભોજાઈ સાથે ફુદરડી ફરતાં એકવડા બાંધાની નણંદ ગાઈ કાઢે છે. છોકરીઓ પાતળી સારી એવું આમાં સૂચિત કર્યું છે. આમ જુઓ તો આવા શબ્દોથી ઓછું આવ્યા વગર ના રહે. પણ રમતમાં બધું હસવામાં જાય.

કુદરડીનાં આ ઉખાણાં ખૂબ રમૂજી હોય છે. એમની સંખ્યા પણ સારી એવી મોટી છે. જે છોકરીને ઉખાણાં વધારે આવડે એનાં વખાણ વધારે થાય. એ હોશિયાર ગણાય.

કોઈક પ્રસંગે ભાઈઓને પણ પત્નીનો પરિચય આપવાનો આગ્રહ થાય ત્યારે, ખાસ કરીને લગ્નપ્રસંગે, ભાઈઓ પણ ઉખાણામાં એ પરિચય આપે છે:

"ભીલડી પાછળ મહાદેવજી ગાંડા
...ના હાથમાં મારે માટે રોજ પાનનાં બીડાં"
"હાથીઓ આભમાં ગાજે, ને દામિની દમકે,
...રાણી બીકની મારી મારે ગળે લટકે"

આ આનંદવિનોદનો પ્રકાર છે. એમાં કોઈ ઊંડો વિચાર નથી હોતો. પુરુષોનાં ઉખાણાં બહુ જ ઓછાં હોય છે. એ આખો સામલો માત્ર હાસ્ય-વિનોદનો જ હોય છે.

મરાઠી સાહિત્યમાં ઉખાણાંને અનુષ્ટુપ છંદની ઉપમા આપી છે. અભિજાત સાહિત્યની દૃષ્ટિએ વિચારતાં અનુષ્ટુપ છંદ મહર્ષિ વાલ્મીકિને સહજસ્ફૂર્તિથી પ્રાપ્ત થયેલો છંદ છે. ઉખાણાં પણ સહજ સ્ફૂર્તિથી સર્જાતાં હોય છે. તેથી આ ઉપમા બરાબર શોભે એવી જ છે.

દરેક સ્ત્રીને ઉખાણું આવડવું જોઈએ. નહીં તો "સામેના ગોખલામાં મૂકયું ફૂલપાત્ર, વર નક્ષત્ર પણ કન્યા મેષમાત્ર" એવી એની દશા થઈ જાય! એટલે મહારાષ્ટ્રમાં સ્ત્રીજીવનમાં ઉખાણાને બહુ મહત્ત્વનું સ્થાન મળ્યું છે.

## વાર્તા

માણસમાત્ર વાર્તાનો રસિયો હોય છે, એટલે વાર્તા કહેનારો કોઈ મળે એટલી વાર. શ્રોતાઓની ખોટ તો પડે જ નહીં. ત્યાં ઉંમરનું ભાન રહેતું નથી. સ્થળકાળનું બંધન જણાતું નથી. વાર્તા કહેનારના વાકયે વાકયે હુંકાર ભરી શ્રોતાઓએ ચિત્તની જાગૃતિ સાધવાની હોય છે. વાર્તાના કહેનારે પોતાની મર્યાદા અને સાંભળનારાઓએ પોતાની સસ્કૃતિ ધ્યાનમાં રાખી કહાણીના આધાર-સ્તંભ ખડા કરવાના હોય છે. પોતે સાંભળેલી કહાણી બીજાને કહી જ્ઞાનસત્ર ચાલતું રાખવાનું હોય છે. સાહિત્યની આવી પરબો અનેક રસિકોને કેવી



હોળીની પૂજા



તાંબાનો કળશ અને શ્રીફળ લઈને પૂજા કરવા જતી યુવતી

તૃપ્ત કરે છે તેનો જાદુ દુનિયાને બતાવવાનો હોય છે. એટલે મરાઠી સાહિત્યમાં કહાણી માટે માનભર્યું સ્થાન છે. માનવીની માનસિક વિશ્રાંતિનું કહાણી એક પ્રભાવશાળી સાધન છે.

નાનાં નાનાં વાક્યો, યોગ્ય શબ્દ, ઓઘવતી, ઘરેળુ ભાષા, ચિત્તાકર્ષક કલ્પના, કૌશલ્યપૂર્ણ ઘટના, અદ્દભુત ચમત્કાર અને 'હવે આગળ શું?' એ વિશેની ઉત્સુકતા એ આ કહાણીની પ્રમુખ ભાવના છે. કહાણીની દુનિયા જુદી જ હોય છે. એ દુનિયા સાથે શ્રોતાઓને એકતાન કરવા એ વાર્તાનો સ્વભાવ-ધર્મ છે. એટલે વાર્તા કહેવાવાળો સાંભળવાવાળાની બરાબરી કરી શકે એવો હોવો જોઈએ અને વાર્તા પણ એ બેને સાથે ખેંચી જાય એવી દમદાર હોવી જોઈએ. આ કળાનો આવિષ્કાર જેટલો સુંદર એટલો શ્રોતાવર્ગ રસિક હોય છે. એટલે વાર્તાનો ડાયરો ઇંદ્રની સભા જેવો શોભે છે. ચાંદની રાતને ઓપ ચડે છે. જ્ઞાનદાનના આ અપૂર્વ સત્રમાંથી શ્રોતાઓ ડહાપણના ભંડાર મેળવે છે. ઘરઆંગણે વિદ્યાપીઠો સર્જાય છે.

કહાણીના બે પ્રકાર હોય છે. એક ધાર્મિક સંસ્કાર આપે એવી કહાણીઓ અને બીજી અદ્દભુત રમ્ય વાતાવરણ સાથે શૂરવીરોની ગાથા સંભળાવે છે તે. પહેલો પ્રકાર બહેનોમાં પ્રચલિત હોય છે, અને બીજો પ્રકાર જનસામાન્યોના મેળામાં. પહેલા પ્રકારની દુનિયા મર્યાદિત ત્યારે બીજા પ્રકારની વાર્તા દુનિયાને આંબી જાય એવી.

સ્ત્રીજીવનમાં ધાર્મિક સંસ્કાર રેડે એવી કહાણીઓ સુઘરેલી બહેનોનાં મુખમાં પણ વ્રતવૈકલ્યને પ્રસંગે રમતી હોય છે. કહાણીનું વાતાવરણ ગરવું, મર્યાદિત, ભાષા ઢંગદાર, રચના ડોલનયુક્ત, કથાવસ્તુમાં વ્રત ગૂંથાયેલું હોય, એ વ્રતનું માહાત્મ્ય અને ફળનિષ્પત્તિ પણ જણાવ્યાં હોય. અને સાથે સાથે શ્રોતાઓનાં મન પર નિશ્ચિત સંસ્કાર ઠસાવે એવો વાર્તાનો ગુણધર્મ હોવાથી વહુ-દીકરીઓ કેળવાય છે. એમને કુળાચારની રીત સમજાય છે.

વાર્તાઓ આમ તો ઘણી જૂની છે. પુરાણકથાઓ પર આધારિત એવી એ પુરાણી કથાઓ છે. વૃદ્ધ વડીલોનો વિશ્વાસ મેળવી શ્રદ્ધાને આધારે એ ટકી રહી છે.

સોમવારની શિવામૂઠની કહાણીમાં ઘરનાં બધાં માણસોનો પ્રેમ મેળવવા માટે કરવાના આકરા વ્રતની માહિતી આવે છે. "એક મુઠ્ઠી ચોખા લેવા. એક

પાઈની સોપારી લેવી. ગંધફૂલ લેવું. બે બીલીનાં પાન લેવાં. ભાવથી પૂજા કરવી. હાથમાં ચોખા રાખી મોંએથી પ્રાર્થના કરવી – 'શિવા શિવા મહાદેવા, મારી શિવામૂઠ ઈશ્વરા દેવા. સાસુ-સસરાની, દિયર-જેઠની, નણંદ-જેઠાણીની, મારા ભરથારની અણમાનિતીની માનિતી કરજો.' એમ કહી ચોખા ચડાવવા. સાંજ સુધી ઉપવાસ કરવો. કંઈ જ એઠું ખાવું નહીં. દિવસે સૂવું નહીં. ભૂખ્યા ન રહેવાય તો દૂધ પીવું. સાંજે સ્નાન કરી દેવને બીલી ચડાવી મૂંગે મોંએ જમી લેવું. આ વ્રત પાંચ વર્ષ સુધી કરવું. પહેલે સોમવારે ચોખા ચડાવવા. બીજે તલ, ત્રીજે મગ અને ચોથે જવ ચડાવવા."

એ જમાનામાં એકથી વધારે પત્નીઓ કરવાનો રિવાજ સામાન્ય હતો. એટલે અણમાનિતીમાંથી માનિતી થવા માટે કેટલું કેટલું કરવું પડતું હશે તેનો ખ્યાલ આવાં વ્રતો પરથી આવે.

આ વાર્તાઓનું કદ નાનું અને રચના આકર્ષક હોય છે. ભાષા સુબોધ અને અંતરમાં વસી જાય એવી હોય છે. વાક્યોની રચનાનો ઢંગ એવો હોય કે એને લીધે ભાષાનું રૂપ વધારે તેજસ્વી થતું હોય છે. વક્તા કે શ્રોતાનો ઉલ્લેખ એમાં વારંવાર નથી થતો. પ્રસ્તાવના કે ઉપસંહાર પણ દેખા નથી દેતા. જે કહેવું હોય તે ટૂંકી ને ટચ રીતે કહી દીધેલું હોય છે. કહાણીનો પ્રારંભ અને અંત બંને આકર્ષક અને મનનાં વસી જાય એવાં હોય છે.

જે દેવનું વ્રત કે પૂજા હોય તેને ઉદ્દેશીને જ વાર્તાની શરૂઆત થાય. એ સંદર્ભમાં ગોપદ્મની કહાણીનો પ્રારંભ જોવા જેવો છે : "સુણો ગોપદ્મો તમારી કહાણી, સ્વર્ગલોકમાં ઇંદ્રસભા, ચંદ્રસભા વગેરે બેઠા છે. વાજિંત્રો વાગે છે. રંભાઓ નાચે છે —" આમાં શબ્દયોજના કેવી ઘાટીલી છે! ઓછામાં ઓછા શબ્દોમાં પ્રસંગ સાક્ષાત્ નજર સમક્ષ ખડો થાય છે. એ બધી ઘટનાઓ જાણે આપણે પ્રત્યક્ષ જોતા હોઈએ એવો આભાસ ઊભો થાય છે. પાંચ દેવોની કહાણીનો ઠાઠ પણ એવો જ છે. 'પંચ દેવો સાંભળો આપની કહાણી. એક દિવસ શું થયું? શંકર-પાર્વતી જગતની પરિકમ્માએ નીકળ્યાં. પહેલો વિસામો કર્યો. ત્યાં પાર્વતી ચરણસેવા કરવા લાગ્યાં. એના હાથ ખરબચડા લાગ્યા. શંકર ભગવાને કહ્યું, 'ગરીબ બ્રાહ્મણીની સુવાવડ કરી આવ. તારા હાથ સુંવાળા થશે.' પાર્વતીએ જઈને સુવાવડ કરી. બ્રાહ્મણી ઉપકારવશ થઈ કહેવા લાગી, 'તું મારી માબહેન. મને કોઈ વ્રત બતાવ.' એણે એને વ્રત કહ્યું. શું વ્રત

કહ્યું ? ચાતુર્માસ આવે, આષાઢી દશમ આવે ત્યારે ગણેશની પૂજા કરવી. ધરો ચડાવવી. મોદક ધરાવવા. ઉપર ઘીની સતત ધાર કરવી. કારતક માસની દશમ આવે ત્યારે બ્રાહ્મણને જમાડી વ્રતનું ઉદ્યાપન કરવું. એ જ પ્રમાણે વિષ્ણુનું પૂજન કરવું. એને તુળસી ચડાવી ખીરનો ભોગ ધરાવવો. ઉપર ઘીની ધાર પાડવી. નંદિને સ્નાન કરાવી અંઘેડાનું પાન ચડાવી ખીચડી ધરાવવી. ઉપર ઘીની ધાર પાડવી. મહાદેવજીને જળથી સ્નાન કરાવી બીલી ચડાવી દહીં-ભાત ધરાવવો અને ઘીની ધાર કરવી. પાર્વતીજીને સ્નાન કરાવી સફેદ ફૂલ ચડાવી વડાંપૂરી ધરાવવાં. આ વ્રત ક્યારે કરવું ? આષાઢની દશમે શરૂ કરવું અને કારતકના દશમે ઊજવવું." આ વાર્તાનો ભાવાર્થ જોવા જેવો છે. જેને જરૂર હોય તેને મદદ કરવી એવો એનો અર્થ છે. આ વ્રત પણ મજાનું છે. ભાતભાતની વાનગીઓ (અને પાછી ઘીની ધાર, ટપકું નહીં જ્યાં ત્યાં ખરી જ) એટલે ઘેર ઘેર ઢોરઢાંખર હોય, ઘી-દૂધની ખોટ ના હોય એવો ખ્યાલ સહેજે આવી શકે છે. એમાં બતાવેલી પૂજા પણ મોટે ભાગે ઘરમાં થતી જ હોય. એટલે એ વ્રત કરવાનું સૌને માટે સાવ સહેલું છે. પણ આ બધું હોવા છતાં આજે એવી શ્રદ્ધાથી કોઈ આ વ્રત કરે એવું ભાગ્યે જ બને છે.

વાક્યો ટૂંકાં, લયબદ્ધ, આંદોલન નિર્માણ કરે એવાં. અમુક શબ્દોની પુનરુક્તિ અને મનમાં ઠસી જાય એવો ભાવનો આવિષ્કાર હોય એટલે બસ. કહાણી જામી જાય. "આટપાટ નગર હતું." આવી શરૂઆત. અને "સોમવારે ઉપવાસ કરતા. કોરાન્ન માગતા, પાંચ જ ઘેર માગવા જતા. મળે તે રાંધી મહાદેવજીને ધરાવતા." એવી રીતે એક લયમાં વાર્તા કહેવી પછી જોજોને મરાઠી ભાષાની ગરવાઈ કાંઈ શોભે. એમાં પાછો કહેનારો કોઈ એવો પાવરધો મળી જાય અને "ચૂડીઓ પહેરનારી દીકરીઓ દે, સાંભેલે ખાંડનારી દાસીઓ દે, નારાયણ જેવા પાંચ પુત્ર દે, કસુંબીના ફૂલ જેવું ઠામ ઠેકાણું દે. . ." એવું એવું કહેવા બેસે પછી તો બસ કમાલ થઈ જાય.

વિચારવંતોએ વાર્તાને 'સ્ત્રી ઉપનિષદ'નું પદ આપી બિરદાવી છે. એવી આ કહાણીઓનો અંત પણ અનેરો હોય છે. એકાએક ક્યાંકથી અવાજ આવે છે, "આ સાઠા ઉત્તરોની કહાણી, પાંચા ઊતરી સફળ સંપૂર્ણ". આ વાક્ય સાથે વાર્તા પૂરી કરવામાં આવે છે, એટલે સાંભળનારના મનમાં વાર્તામાં જે જે આવી ગયું હોય તે તે સમજી લેવાની ઉત્સુકતા જાગ્યા વગર રહે જ નહીં.

પછી એમાંના કોઈ યાદ કરી કરી 'નિરમળ મળાઓ (વાડીઓ), ઉદકનાં તળાવો, સોનાનાં કમળ, વિનાયકની દેરી – મનનો ગણેશ મનમાં વસે. આ વ્રત ક્યારે લેવું.' આટલું પૂછે કે તરત ગણેશની કહાણી આગળ વધે : 'શ્રાવણની ચોથે વ્રત લેવું. માહની ચોથે પૂરું કરવું. સંપૂર્ણ કરવા શું કરવું?' 'પસા પાયલીનો લોટ લેવો. એના અઢાર લાડુ કરવા. ૭ દેવના. ૭ બ્રાહ્મણના. ૭ લઈને સહકુટુંબ ભોજન કરવું.' વ્રતની વાત થઈ. પણ મન વાર્તાના રસમાં તરબોળ થઈ પૂછે છે, 'હં, પછી?' પછી તો 'અલ્પદાન મહાપુણ્ય એવો ગણરાજ મનમાં ધરજો. મનમાં પાવજો. મનનું ચિંતવ્યું સૌને મળજો. મનકામના, કાર્યસિદ્ધિ નિર્વિઘ્ન પાર ઉતારજો.' આ સમાપ્તિ આપમેળે જ યાદ આવી જાય છે. બધાંનાં મનમાં કહાણી બરાબર ઠસી જાય છે. એને સ્કંદ પુરાણના રેવા ખંડમાં કહેલા વ્રતના સાંનિધ્યનો આનંદ થાય છે. એટલું જ નહીં પણ –

'છેલ્લો સોમવાર આવ્યો. રાત્રે નવલ થયું. બંને પલંગ પાસે ગયા. જુએ તો નીચે તેજ ઝળાહળે. આ શાનું અજવાળું ? આખી થાળી રત્નોથી ભરેલી. આ રત્નો ક્યાંથી લાવ્યા? મારા પિયરથી. ક્યાં છે તમારું પિયર ? વેળુના બેટમાં. મને ત્યાં લઈ ચાલો. પતિ સાથે ત્યાં ગઈ. મનમાં મહાદેવને વીનવ્યા અડધી ઘડી માટે મને સૈયર આપો. ત્યાં તો વેળુના બેટ પર મોટો મહેલ દેખાયો. કોઈ કહે મારા બનેવી આવ્યા. કોઈ કહે જમાઈરાજ આવ્યા. કોઈ કહે નણંદબા પધાર્યાં. કોઈ કહે મારી બેનડી આવી. દાસી બટકી સેવા કરે. સિપાઈ પ્યાદા ચોકી ભરે. બેસવાને પાટ આપ્યો. જમવાનો ઠાઠ કર્યો. . .'

એવો અદ્દભુત ચમત્કાર આપણે પણ કહી સંભળાવીએ અને બાજી વાર્તા પણ મનમાં સંઘરી રાખીએ એવો મોહ કોઈને પણ થયા વગર ન રહે. એટલે 'કરારે હાકારે, પિટારે ડાંગોરા – ગામમાં કોઈ ભૂખ્યું છે? તરસ્યું છે?' આદિત્ય રાણુબાઈની વાર્તામાં રાણીએ દાંડી પિટાવી ત્યારે સામેથી 'ના, કોઈ ભૂખ્યું નથી, તરસ્યું નથી. પણ કાણો ડોળો, માંસનો ગોળો, હાથ નહીં, પગ નહીં એવો કોઈ માણસ રસ્તામાં પડ્યો છે' – એવો જવાબ મળે છે. રાણીએ એવા માણસના શરીર પર લોટો ભરી પાણી રેડ્યું. ઊંધો હતો તે ચત્તો કર્યો. ત્રણ મોતી એના પેટ ભર મૂકયાં. ત્રણ હાથમાં રાખ્યાં અને મનોભાવે એને વાર્તા સુણાવી. જોતજોતાંમાં ગોળાને હાથપગ આવ્યા. દિવ્ય દેહ થયો.' આ ઉત્તરાર્ધ મનોરંજક લાગે. વિચાર કરવા જેવો પણ ખરો.

આટલું બધું થાય એની પાછળ કેટલી તપશ્ચર્યા હશે? કારણ નાગકન્યા દેવકન્યાએ કરેલું આ વ્રત. રાણીની બહેને પણ આ કરેલું. શરૂઆતમાં વ્રતની વિધિ બતાવી છે. 'શ્રાવણ માસના પહેલા રવિવારે મૂંગે મોંએ ઊઠી સ્નાન કરવું. નદીએથી ઘડો પાણી ભરી લાવવું. નાગરવેલનું પાન લેવું. એના પર કંકુચંદનથી રેણુબાઈ (રાંદલમાં) દોરવી. ૭ રેસાનું મંડળ કરવું. ૭ દોરાનું નાડું લેવું. તેને ૭ ગાંઠ મારવી. તાંદું ફૂલ ચડાવવું. પૂજા કરવી. પાનનું બીડું, ફૂલની માળા, દશાંગનો ધૂપ, ગોળ-ટોપરાનો ભોગ ધરવો. ૭ માસ એકાંતરે કરવું. માઘી સાતમે વ્રત ઊજવવું. તે દિવસે શું કરવું? ગળી રોટલી, સેવની ખીર, માખણ-નું ઘી, વરકન્યાનું જોડું જમાડવું. અપાય તો સાડી-ચોળી, નહીં તો કાળી કીડિયાસેર આપવી. એ પણ ના હોય તો બે પૈસા દક્ષિણા આપવી અને ઉદ્યાપન કરવું. એવું વ્રત બ્રાહ્મણે કર્યું. એને સૂર્યનારાયણ પ્રસન્ન થયા. ભાગ્યલક્ષ્મી આવી.

આજકાલ એવી લાંબી લાંબી વાર્તા કહેવાવાળા ભાગ્યે જ કોઈ મળે અને સાંભળવાવાળા મળવા તો એથી પણ મુશ્કેલ. પણ એમાંનો ભોળો ભાવ કે અદ્ભુત ચમત્કાર વાસ્તવિક ન હોય તોપણ કોઈએ એનું અપમાન ન કરવું. ભક્તિ ભાવથી કરવી. નિષ્ઠા રાખવી. સૌને દિલથી આવકાર આપવો. કહાણી અને વ્રતોમાં બતાવેલી આ વાતો માણસાઈ જાગવવા મદદરૂપ થાય છે, એમાં મતભેદ ન હોઈ શકે.

આ કહાણીઓ પરથી એક વાત જાણી શકાય એ જમાનામાં મોટાં મોટાં શહેરો નહોતાં. પણ ગામની રચના આદ લત્તાઓની હતી. રાજાઓ, બુદ્ધિમાન અને ગુણવાન કન્યાઓ, ભલે પછી એ ગરીબ ઘરની હોય, પસંદ કરતા. રાણીઓ ઘરમાં કામકાજ પણ કરતી. આજે આ વાતો પણ અશક્ય લાગે એવી છે. કાળ બદલાઈ ગયો છે. રાજારાણીનો જમાનો ગયો. અને એ ઠાઠમાઠ પણ ગયો. કહાણીમાં આવતાં ક્રિયાપદનાં રૂપો ભાષાની એ સમયની વિશેષતાઓ દર્શાવે છે. માગે છે – એ અર્થમાં મરાઠી 'માગતેસ.' કહાણીમાં 'માગસ' એવાં રૂપો આવે છે.

શ્રાવણ એટલે શ્રવણનો માસ. ઉજળિયાત વર્ણના મધ્યમવર્ગમાં આવી વાર્તા-ઓનું વાચન-શ્રવણ નિત્યનિયમ પ્રમાણે થાય છે. પણ લોકવરણની વારતાઓનું રૂપ કાંઈ જુદું જ છે. એનો વિસ્તાર ખાસ્સો મોટો હોય છે. શૈલી આગવી

હોય છે. રીતરસમ પણ જુદી હોય છે. એમાં માત્ર ધાર્મિક વિષયની મર્યાદા નથી હોતી. અદ્ભુત રસની ધારા સાથે ગરીબનું પરાક્રમ ભળી જાય અને રાજારાણીની દુનિયામાં એ રમવા જાય. કાંઈ ભવ્ય દિવ્ય બનાવો બની જાય અને આખરે ગરીબોનાં મનના મનોરથ એમાં સફળ થાય. 'ત્યારે એક વાર એવી ગજબની થઈ' અથવા 'એવું જ એક ગામ હતું' એવા પ્રારંભથી એ મરાઠી સાહિત્યના દરબારમાં હળવેકથી સરકી ગઈ છે. ત્યારે કોઈ વાર 'એક સમયે' અથવા 'એક હતો રાજા અને એને બબ્બે રાણી' એવી દમામભરી ચાલ પણ એ અજમાવી જાણે છે. એટલે એ 'કહાણી' કરતાં લોકકથા તરીકે ઓળખાવવી સહેલી છે. રંક લોકોની તરફેણ કરતી વખતે એણે સ્થળકાળનાં બંધન ફગાવી દીધાં છે. સાંભળનારા મળે એટલે બસ. કહેનારાઓની ક્યાં ખોટ છે? 'એક હતો કાગડો અને એક હતી ચકલી' એ નાનાં નાનાં ભુલકાંઓની માનીતી વાર્તા. હજાર વર્ષ પહેલાંના સાહિત્યમાં શ્રી ચક્રધર સ્વામીએ સારંગ પંડિતની દીકરી ધાનાઈને વાર્તા કહી છે: 'સર્વજ્ઞે ભાણિતલે. બાઈ તથા ધાઈયા, તમને કહાણી કહું: (ધાનાઈ) પાસે બેઠી. ચકલીનું ઘર મીણનું. કાગડાનું છાણનું. વરસાદમાં કાગડાનું ઘર વહી ગયું. ચકલીનું બચી ગયું. પેલી ચુપચાપ બેસી રહી.' આ જાણીતી વાર્તાનું મૂળ ક્યાં ને ક્યાં જઈ પહોંચ્યું છે! અને નવાઈની વાત એ કે ખાસ ફેરફાર વિના એ વાર્તા લગભગ દરેક ભાષામાં એવી ને એવી કહેવાતી હોય છે. એની મીઠાશ, એનો રસ આજે પણ જળવાઈ રહ્યો છે.

નાના છોકરાઓને કેળવવા માટે સર્જાયેલી બોધકથાઓ, પશુપક્ષીઓની કથાઓ ઘણી છે. અને મોટાઓને પણ એમાં સારી પેઠે રસ હોય છે. મોટી ઉંમરના માણસો એ વાર્તાઓ રંગ ભરી ભરીને કહેવામાં અપૂર્વ આનંદ માણતા હોય છે.

માણસમાત્ર કથાવાર્તાના ભંડાર જેવો હોય છે. માનવમન એ વાર્તાનું ઊગમસ્થાન છે. અને એટલે જ વાર્તાનું આકર્ષણ પણ દરેકને હોય જ. આવી લોકવાર્તાઓ આ રીતે ચાલતી આવે છે. તેથી લેખક કે સર્જકના નામના સિક્કા એ કૃતિઓ પર પડતા નથી.

રોજના જીવનમાં કેટલીક ઘટનાઓ એવી બની જતી હોય છે કે જેને લીધે કોકનું આયખું ઊજળું થઈ જાય છે. એવી બીનાઓની નોંધ આવી વાર્તાઓમાં વારે વારે લેવાતી હોય ત્યારે મનોરંજન સાથે બોધનું તત્ત્વ પણ એમાં હળવેકથી પ્રવેશે છે અને માનવસંસ્કૃતિનો ઊગમ અને એનો વિકાસ, બંનેનાં રહસ્યનું દર્શન

આવી વાર્તાઓમાં થયા કરે છે. એટલે જ લોકોએ આત્મીયતાથી એ સાહિત્ય જાળવી રાખ્યું છે. લોકોનાં મનમાં એ વગર પ્રયાસે ઠસી ગયું છે. એ વાર્તાઓ કહેતાં કે સાંભળતાં સૌ રંગમાં આવી જાય છે. કોઈને કંટાળો આવતો નથી. કોઈને એ વાર્તાઓ પુરાણી કે નકામી લાગતી નથી. અન્યાયનું પરિમાર્જન કરતી ઘટનાઓ પરથી બોધ લેવાનો પ્રયત્ન સૌ જાણ્યેઅજાણ્યે કરતા રહે છે. એટલે જ આ વાર્તાઓ શ્રવણીય અને વાચનીય પણ બની છે. એમાંની જ આ એક વાર્તા જુઓ :

"એવું જ એક ગામ હતું. ત્યાં એક ડોસી રહે. ડોસીમા બહુ લાગણીવાળી. મનની નિર્મળ. પણ ઘરમાં જુઓ તો હાંલ્લાં ખખડે. બાપડીને ન મળે છૈયું કે છોકરું. એટલે હંમેશા મનમાં ને મનમાં દુઃખી રહેતી. રોજ દેવને વીનવે : 'એક પગલીનો પાડનારો દો.' થતાં થતાં એવું થયું કે રત્નાગિરી ગઈ. ડુંગર ચડી. જ્યોતિબા દેવનાં દર્શન કર્યાં અને બાધા રાખી : 'મારે ઘેર ઘોડિયું બંધાય તો તમને સોનાની જનોઈ પહેરાવીશ!' બાધા રાખી, મહાપૂજા કરાવી ડોસી આવી ઘેર. પછી એક વાર એવું બન્યું, એ આંગણું લીંપી રહી હતી ત્યાં બારણે ભિક્ષા માગવા કોઈ આવ્યો. ઝટ ઊઠીને ભિક્ષા આપવાને બદલે એણે કર્યો છણકો, 'આગળ જાઓ હવે.' થયું. એ તો દેવ પોતે જ ભિક્ષેકરી થઈ બારણે આવેલા! તે તો પછી ચિડાય જ ને! એણે શું કર્યું ? ડોસીના આંગણામાં પાણી રેડયું. ત્યાં ઊગ્યાં શાકભાજી. ડોસીએ એ રાંધીને ખાધાં. એને રહ્યા દહાડા. પછી આવી દીકરી. દીકરી તો આવી પણ રૂપ જુઓ તો સાવ ભૂંડું. અરે રામ! ડોસી માથું કૂટી કૂટીને રડવા લાગી. રડી રડીને થાકી. પણ કરે શું? એવી ને એવી દીકરીનાં લાડપાન કરવા લાગી. એને ઉછેરવા લાગી.

દિવસ જતાં દીકરી મોટી થઈ. નાગપાંચમને દહાડે સૌની સાથે રમવા ગઈ. પણ આવી આ કદરૂપીને કંઈ સહિયર રમાડે? સૌએ હડધૂત કરી એને કાઢી મૂકી. બિચારી રડતી કકળતી ગઈ નદીને કાંઠે. રડીને થાકી. એકલી બેઠી બેઠી કંઈક રમી. થાકીપાકી ઝાડને અઢેલી ઊભી. મનમાં વિચારે, 'હવે શું કરવું?'

એટલામાં ત્યાં આવ્યો એક તેજીલો ઘોડો. ઉપર રૂપાળો અસવાર. આંખોને આંખો મળી. ત્યાં આ છોકરી તો રૂપાળી રંભા બની ગઈ! કુંવર એના પર

મોહી પડ્યો. ઘોડા પરથી ઊતરી પડ્યો, કે પેલીએ કહ્યું : "હાં, હાં, ત્યાં જ રહો. મને અડશો તો રૂપ જતું રહેશે."

આ તે કેવી વાત ! પેલાએ પૂછ્યું. પણ પેલી ચૂપ. પછી તો રોજ એમ જ ચાલે. રાજાના એ કુંવરનું મન પેલી પર જડાઈ ગયું. રોજ એને મળવા જાય. રાજકુંવરે કહ્યું, 'પરણું તો એને પરણું.' રાજાએ ઘણો વાર્યો. પણ માને એ બીજા.

થતાં થતાં લગન લેવાયાં. ગામેગામથી સાજન આવ્યાં. મા'જન આવ્યાં. વાજાં વાગ્યાં. ઢોલ લેઝીમની રમઝટ જામી. લગન થયાં. સૌને નવાઈ લાગે. આમ કેમ બન્યું ? ડોસી પણ દિંગ થઈ ગયાં.

રાત્રે કુંવરે રૂપવતીને પૂછ્યું, "હું અડું તો રૂપ ચાલ્યું જાય, આમ કેમ કહે છે ?" પેલીએ માંડીને બધી વાત કરી. કુંવરે રાતોરાત કારીગર તેડાવ્યા. સોનાની જનોઈ ઘડાવી. અને ભળભાંખળું થતા પહેલાં વહુને લઈ જ્યોતિબાનો ડુંગર ચડી ગયો. દેવને જનોઈ ચડાવી. પછી તો પેલી કાયમને માટે રૂપવતી થઈ. રાજાએ વાજતેગાજતે ફરી એમનાં લગન કરાવી આપ્યાં અને બે જણે રામનું રાજ કર્યું. એઓ સુખી થયાં તેવાં તમે અમે પણ થઈએ. પોતાનું વેણ ના પાળવાથી થતા અનર્થો સાથે સાચા પ્રેમનો આદર્શ પણ આ વાર્તામાં બતાવ્યો છે. એટલે કથા સાંભળ્યા પછી મન હરી લે છે. મનને સંતોષ પણ થાય છે. ડોસીનું દુઃખ પણ આપણને પોતીકું લાગે અને સુખદ અંતથી આપણું મન પણ ઠરે.

એવી વાર્તાઓ તો અસંખ્ય છે. એમનું આકર્ષણ અને મીઠાશ પણ અનહદ છે. એમનું સ્મરણ વિલોભનીય છે. પરાક્રમ, હિંમત અને અસામાન્યતાનું વર્ણન કરી મનને લોભાવવાની શક્તિ એ વાર્તા-સાહિત્યમાં પડેલી છે. ઘર ઘરની હેવાદાવાની, રાગ-લોભની વાતો પણ આ સાહિત્યમાં કહી છે એવી ક્યાંય નહીં કહેવાઈ હોય, એવી આ સાહિત્યની નામના છે. ભલાઈની શિખામણ આપી બાળબચ્ચાંઓને કેળવવામાં આના જેવું કોઈ સાધન ભાગ્યે જ મળે. લોકવરણની આ એક વાર્તા જુઓ. પાપપુણ્યનો હિસાબ એમાં કેવો થાય છે :

"એક વાર એવું બન્યું શંકર-પાર્વતી કૈલાસ પર્વત પર બેઠાં હતાં. અલક-મલકની વાતો ચાલતી હતી. ત્યાં પાર્વતીએ પૂછ્યું, 'મારા મનમાં શંકા છે.'

'પૂછો,' શંકરે કહ્યું. ત્યારે પાર્વતી પૂછે, 'આટલા આટલા માણસો રોજ ગંગામાં સ્નાન કરે છે, પણ દરેક જણ કહે 'પાપ તારે ખોળે લે. અને પુણ્ય દઈ દે.' આમ કેમ?'

દેવે વિચાર્યું, એને બતાવું. જાદુ કરીને ક્ષણવારમાં બંને પહોંચી ગયાં ગંગાકિનારે. પાર્વતી થયાં નાની કુંવારી કન્યા. ગંગાને કિનારે સોનાની શિલા કરી એના પર બેસાડયાં. લોકોની કસોટી કરવા શંકરદાદા ઘરડા ખખ થઈ એક ઊંડા ઊંડા ખાડામાં પડયા. જતા-આવતા સૌને કરગરીને પોતાને કાઢવાનું કહે.

પણ કોઈ કરતાં કોઈ એમની સામે ન જુએ. લોક આવ-જા કરે. સ્નાન કરે. 'પાપ લઈ લે. પુણ્ય દઈ દે.' કહ્યા કરે. પણ ડોસાની દયા કોઈને ના આવે. પાર્વતીજી ખેલ જોયા કરે.

થતાં થતાં શું થયું, દિવાળીનો દિવસ ઊગ્યો. ત્યાં ઘર નહીં, બાર નહીં. પૈસો નહીં, ટકો નહીં. મા નહીં કે બાપ નહીં. એવો એક જુવાન ચીંથરેહાલ દશામાં ગંગામાં નાહવા આવ્યો. ત્યાં ડોસાનો સાદ સાંભળી દયાથી દ્રવી ગયો અને જીવને જોખમે ખાડામાં કૂદી પડયો.

ત્યાં તો શંકરદેવ પ્રસન્ન થયા. પોતાનું સાચું સ્વરૂપ પ્રગટ કર્યું. ખાડો એની મેળે પુરાઈ ગયો. એ જુવાનને પાર્વતી સામે ઊભો કરી દેવે કહ્યું:

"આ સાચો પુરુષોત્તમ. એને પાપપુણ્યની કશી પડી નથી. બાકીનાં બધાં પોતાનું પાપ ગંગામાં ધોવા આવે. પણ એમને કોઈ દી પુણ્ય મળવાનું નથી."

પાર્વતીજી સમજવા જેવું સમજી ગયાં. જુવાનને વરદાન આપી બંને પાછાં કૈલાસ જતાં રહ્યાં."

સનાતન સંસ્કાર અને બાપદાદાના વખતના કુળાચાર શીખવાડતી આવી લોકકથાઓ પણ ઘણી છે. પોતાને બળે એ ટકી રહી છે. ગરજવંત સિવાય એ કોઈની પરવા કરતી નથી.

યંત્રયુગનો માનવી વિજ્ઞાનયુગમાં જીવે છે. ઘર છોડી પેટ પાછળ દૂર દૂર ભમતો ફરે છે. બાપદાદાના સહિયારા ઘરમાંથી જુદાં જુદાં ઘર માંડે છે. એટલે આવી જૂના જમાનાની વારતાઓ હવે એને ભાગ્યે જ સાંભળવા મળે છે. એને એની ખોટ પણ નહીં સાલતી હોય, કારણ એ હવે બીજી જ વાતોની

પાછળ પડયો છે. છતાં કોક વાર ભૂલેચૂકે સિંહાસન બત્રીશી કે ઈસપની વાર્તાઓ હાથમાં આવે તો વાંચતાં ભાન ભૂલી જાય છે ખરો. કોક વાર નિરાંતે રામાયણ-મહાભારત વાંચીશ એવો સંકલ્પ પણ એ મનમાં કરતો હોય છે. જૂના સંસ્કારો હજુ ભૂંસાયા નથી.

આપણું ભારત એટલે લોકકથાનો અખૂટ ખજાનો. એવી એની કીર્તિ છે, જેમને આધારે પરદેશના મહાકવિઓએ કાવ્યો ને ગ્રંથો રચ્યાં છે. અહીંથી અનેક લોકકથાઓ વિશ્વભરમાં પહોંચી ગઈ છે. જેમને આધારે પરદેશના મહાકવિઓએ કાવ્યો અને ગ્રંથો રચ્યાં છે. અમારી આ કથાને 'પ્રાદેશિક'નો સિક્કો મારીને પણ ઘણાંએ પરદેશોમાં એનું સ્થાન જાળવી રાખ્યું છે. આજે પણ એ ક્ષેત્રમાં આપણો દેશ સમૃદ્ધ છે એ પરમ ભાગ્યની વાત છે.

# 7. લોકસંગીત અને લોકનૃત્યો

મહારાષ્ટ્રના લોકજીવનમાં એક જમાનો એવો હતો કે સર્વસામાન્ય માણસની વારતહેવારની રાત્રિઓ લોકસંગીતની મહેફિલો માણતાં પૂરી થઈ જતી. ઢોલના તાલ પર નાચતાં પાયલ જાણે ધરણી પર ઠરતાં નહીં. દેવ-સ્તુતિ ગાતા કંઠની માધુરી દશે દિશામાંથી ઊભરાવા લાગતી. સમૂહગીત અને નૃત્યની એ મહેફિલો સરસ જામી જતી. ભાન ભૂલીને ગાનારા, નાચનારા અને જોનારા સૌ કોઈ એક બીજી જ દુનિયામાં પ્રવેશતાં. સ્વર અને તાલને તાંતણે એકબીજા સાથે સંકળાઈ જતાં. જાતપાંત, સ્થળકાળ કે ઉંમરના કોઈ ભેદ કે બંધન ત્યાં રહેતાં નહીં. બધાં જ ગાવાનાચવામાં એકતાન થઈ જતાં. એકેએક કંઠમાં ગીત ગુંજતું હોય, એકેએક પગમાં પાયલ વાગતું હોય, એકેએક હાથ વાદ્ય વગાડતો હોય — એવો એ લોકમેળો પેઢીઓથી સચવાયેલી કળાઓનો પણ એક કુળાચાર હતો.

માણ, ઢોલક, મૃદંગ, મંજીરા, ઝાંઝ, કરતાલ, પખવાજ, નગારાં, દાંડિયા, ખંજરી, ડફ, ઝાંઝર વગેરે દ્વારા કુશળ વાદકો તાલ આપતા. એકતારો, મોરલી, શરણાઈ, સારંગીમાંથી સૂર વહેતા. ગીતોને અનુરૂપ સ્વરરચના મળી રહેતી અને નાદબ્રહ્મનો બ્રહ્માનંદ સર્જાતો. એમાં ભાષાની અગવડ જણાતી નહીં. પણ શબ્દોચ્ચારનું મહત્ત્વ ઘણું રહેતું. સુખદુઃખ વ્યક્ત કરવા કંઠધ્વનિનાં અનુરૂપ કંપનો જળવાતાં.

સર્વસામાન્ય સ્ત્રીપુરુષ ગોંધળી, ભરાડા, વાસુદેવ કોકેવાળા, કિંગરીવાળા, માલધારી, વાઘ્યા મુરળી, મદારી, એકતારાવાળા વગેરે પોતપોતાના લોકસંગીતના ક્ષેત્રના શ્રેષ્ઠ ગીતકારો ગણાતા. વાઘ્યા – મુરળી અને માલધારી નૃત્યકાર સાથેના દેવના ઉપાસકો એમના વૃંદમાં હોય. એવો આ દેશી મામલો. મરાઠીમાં નક્કર દેશી માટે 'ગાંવરાન' શબ્દ ખાસ છે.

લોકસંગીતના મુખ્ય પાંચ સ્વરનો પરિચય હોય તો જ એમાં જે શબ્દો-ચ્ચારની વિશેષતા છે તે જાળવી શકાય. એ જળવાય નહીં તો ગીત નાદ-મધુર ન લાગે. એમાં તીવ્ર અને કોમલ સ્વર તથા દ્વાદશ અથવા કેરવા તાલ માધુર્યનો પ્રાણ હોય છે.

લોકગીત ગાવાના પ્રસંગો અને દિવસો નિશ્ચિત કરેલા હોય છે. શ્રાવણ, ભાદ્રપદ, અશ્વિન અને કારતક માસમાં મોટે ભાગે એ પ્રસંગો આવે છે. મંગળા-ગૌરી, નાગપાંચમ, ગૌરી, ગણપતિ, ભોંડલા, ભુલાબાઈ–બધાં જ પર્વો, આદિવાસી લોકોની પૂજાના તહેવારો આ જ અરસામાં આવે છે. ચોમાસામાં ખેતીવાડીના કામમાંથી નવરાશ મળે એ પણ એનું મુખ્ય કારણ હશે.

કેટલીક વાર કામ કરતાં કરતાં ગીત ગાવાથી કામનો શ્રમ ઓછો જણાય, એટલે પણ ભાર વહેતાં, ખેતરમાં ઓળ કાઢતાં, ઘંટી ફેરવતાં, ગીતો ગવાય છે. ઘરમાં મંગળપ્રસંગ હોય ત્યારે ઘર ગીતોથી ગાજતું હોય છે.

ગામડાગામની બહેનો દળતાં, ખાંડતાં, છોકરાઓને રમાડતાં કે સુવાડતાં, તુળસીની પૂજા કરતાં કે આંગણું વાળતાં, ખેતર પર કામ કરતાં 'ઓવી'ઓ ગાય છે. ઓવીઓમાં વિષયોની વિવિધતા ખૂબ છે. બહેનોએ મન મૂકીને ઓવીઓ રચી છે. ગાઈ છે. એમાં કુળાચારથી માંડી મનડાની ઊની ઊની વાત સુધી બધું જ હોય છે.

ઓવી એકાદ બહેન એકલી પણ ગાય અને સમૂહમાં પણ ગવાય છે. એકાદ બહેન ઉપાડે અને બીજાં બધાં ઝીલે. એ ગાવાની પણ એક રીત છે. એના અમુક નિયમ છે.

આ તુળસીપૂજાની ઓવી જુઓ :

એ જી મારી એ ઓવી પહેલી
બેની મેં તુળસીની કરી ગાર
એ તુળસીનું નામ દેતાં
પાપ ભાગ્યું ચારે કોર.

આ ઓવીની સ્વરલિપિ આ પ્રમાણે છે :

રે ઽ રે ગ ગ ગ મ ગ | રે રે ઽ ગ ગ ગ મ ગ
o o o o o o o o | o o o o – o o
૧ + | ૧ +
તી ડ ગ મા . જી ગ . | ઓ વી પ હી લી

રે રે રે ગ ગ ગ ગ રે |
o o o o o o o o |
૧ + |
બા ઈ મી તુ ળ શી લા |

| | | |
|---|---|---|
| સા રે ઽ સા સા સા | ઽ ઽ ઽ ઽ | પં ઽ પં નીં ઽ નૌં સા |
| ૦ ૦ ૦ ૦ – – | ૧ + | ૦ ૦ ૦ ૦ ૦ ૦ – |
| ૧ + | | ૧ + |
| ઘા લી . વ ટા . | . . . . | બા ઈ મી તુ ળ શી લા |

| | | |
|---|---|---|
| સા રે ઽ સા સા ઽ | રે રે રે ગ ગ ગ મ ગ રે | સા રે ઽ સા સા ઽ |
| ૦ ૦ ૦ ૦ – – | ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ | ૦ ૦ ૦ ૦ – – |
| ૧ + | ૧ + | ૧ + |
| ઘા લી . વ ટા . | બા ઈ મી તુ ળ શી લા | ઘા લી . વ ટા . |

| |
|---|
| ઽ ઽ ઽ ઽ |
| – – – – |
| ૧ + |
| – – – – |

આ જાતની સુરાવલી જળવાય તો એમાંનો પરંપરાગત પૂજાનો ભાવ સચવાય. ઓવીની ભાષા પણ પરંપરાગત સંસ્કૃતિની દ્યોતક છે. ઓવીનું કદ, નાદ, એમાં વ્યક્ત કરેલા વિચાર, એની રચના વગેરે બધું જૂની પેઢીઓએ આવતી પેઢીઓને વારસાગત આપેલી વાક્‌સંપત્તિ છે. ભાષા ધ્વનિરૂપ હોવાથી શ્રવણેન્દ્રિયોને આકલન થાય એવી નાદલહરીની ફાવટ ન હોય તો લોકગીતો ગાતાં ફાવતું નથી. એટલે લોકગાયનના પરંપરાગત ઢાળ સાચવી રાખવાથી એની વિશેષતાઓ માણી શકાય.

લોકગીત ગાતી વખતે શબ્દોચ્ચારમાં હ્રસ્વ-દીર્ઘનાં બંધન સંભાળી લય સાચવવાથી એ ગીતો સુરીલાં અને સુશ્રાવ્ય બને છે. જાણકારોનાં મનમાં એ વસી જાય છે. એમાં કોઈ રાગપ્રાચુર્ય ભલે ના હોય પણ મિશ્ર રાગની ધૂનની કક્ષામાં જ એ હોવાથી શાસ્ત્રીય સંગીતની રાગ-રાગિણીઓ સાથે આ ગીતો બહુ નજીકનો સંબંધ ધરાવે છે.

ઓવીઓમાં પૂરક વાક્યો ઉમેરવાથી કેટલીક વાર રંગત જામે છે. પુનરાવર્તન આવાં ગીતોનું પ્રાણતત્ત્વ હોવા છતાં પૂરક વાક્યો પણ પ્રભાવી બને છે.

દા. ત. "સોનાની દીવીમાં બળે ઘીની દિવેટ
મોસાળમાં રહે મારાં જ્ઞાનબા વચેટ."

આ મૂળ ઓવી. પણ એમાં –

કાળી ચોળી, મોતીની જાળી
હાર ગૂંથી, ગળામાં પહેરી.
કાળાં કંટોળાં, લીલાં કારેલાં, ખોળા ભરેલા, મેનાના
ગોવાળણો અમે ગોકુળની
કથા કહો દિલ્લીવાળા ઇન્દ્રાવની
ડાળીએ મોરલો ટહુકે જી
એ શું કહે છે સુણજો જી–

એવી પૂરક ઓવીઓ ઉમેરવાથી એક રસિક વાર્તાનાં મંડાણ થઈ જાય છે. ફેર ફરતાં અથવા તાળીઓ પાડી ઝિમ્માની રમત રમતી વખતે ગાવાનાં ગીતોના તાલ અને સ્વરમાં વિવિધતા લાવવાથી એ ગીતો વધારે મધુર અને શ્રવણીય બને છે. નૃત્ય-ગીતોમાં વિવિધતા હોય તો એ અપૂર્વ સુંદર બને છે.

સામાન્ય રીતે વાર-તહેવારે અને મંગળપ્રસંગે, કુળદેવતાની મહાપૂજા થાય ત્યારે લોકનૃત્યો સાદર કરવાનો મહારાષ્ટ્રમાં રિવાજ છે. નિસર્ગ રમ્ય પાર્શ્વભૂમિ પર આ નૃત્યો ગતિમાન થાય છે. કોંકણ પ્રાંતનો 'કોંકણી નાચ' એવાં નૃત્યોમાં પ્રેક્ષણીય હોય છે. ખાસ કરીને ગણપતિ સમક્ષ આ નૃત્ય થાય છે. પંદરથી વીસ જણનું નૃત્યવૃંદ હોય છે. દરેકના પગમાં ઝાંઝર અને હાથમાં રૂમાલ હોય છે. ચાર ચાર અથવા છ છ જણના જૂથમાં છ પગલાં ડાબી બાજુ અને છ પગલાં જમણી બાજુ ફરે છે. ફરતી વખતે એકબાજાને કેડે હાથ નાખી એક હારમાં રહે છે. લેજીમના દાવ જેવો અભિનય પણ આ નૃત્યમાં હોય છે. આ નૃત્યકારો બહુ કુશળતાથી એ કરે છે.

વચ્ચે બે જણ મૃદંગ બજાવતા બેસે છે. એ જ ગવડાવે છે અને ફરનારાં એ ગીતની કડી ઉપાડે છે. ત્રણ ત્રણ ચાર ચાર કલાક સુધી આ પ્રેક્ષણીય લોકનૃત્ય ચાલે છે. એ નૃત્યના પ્રારંભિક નમનને 'ગણ' કહે છે. તે આ પ્રમાણે હોય છે :

આવો નાચતા ગૌરીબાળા
હાથમાં લઈ ફૂલની માળા

સર્વત્ર વંદન હો દયાળા
આવો નાચતા ગૌરીબાળા.

ચૌદ કળાનો તું જન્મદાતા
સર્વ જગત પર તારી સત્તા
ચાર વેદ તુજ હાથે રમતા
ગૌરીબાળ તમે આવો નાચતા.

છ શાસ્ત્ર અને અઢારે પુરાણ
તારાં જ છે એ સૌ નિર્માણ
ભક્ત દેવ આવે છે પૂજતા
ગૌરીબાગ તમે આવો નાચતા.

મૂળારંભ સત્ત્વ તુજ પગે લાગતા
માતા સરસ્વતી સાથ આવતાં
ભક્તો તુજને બહુ વીનવતા
ગૌરીબાળ તમે આવો નાચતા.

આ ગીતોની ભાષા પ્રૌઢ, સુરાવલી ઢંગદાર અને ચિત્તાકર્ષક હોય છે.

મહારાષ્ટ્રના પશ્ચિમ ભાગમાં આયરો – જે મરાઠીમાં ધનગર નામે ઓળખાય છે – મોટા પ્રમાણમાં વસે છે. 'વિરોબા' એમના આરાધ્ય દેવ હોય છે. આ દેવને મનાવવા એ આખી રાત ઢોલકના તાલે નાચતા રહે છે. એમના નૃત્યને 'ગજા' નૃત્ય કહે છે. આ ભાગમાં એ બહુ લોકપ્રિય નૃત્ય છે. એમાં આયરો ઉપરાંત લોકો પણ ભાગ લે છે. ગજા નૃત્યમાં ઢોલનો રુઆબ બહુ હોય છે. ઢોલમાંથી ઢીગ. . . ઢીગ. . . ડિપ. . . ઢાંગ. . . એવો ધીરગંભીર નાદ નીકળે. તેને તાલે તાલે માણસો બેભાન થઈ નાચે. આ નાચમાં ઓછામાં ઓછા એકવીસ નૃત્યકાર હોવા જોઈએ એવો સંકેત છે. ઢોલ સાથે કોઈક વાર શરણાઈ અથવા 'શિંગ'નો સાથ પણ હોય છે. નાચવાવાળાઓ હાથમાં રૂમાલ અથવા ફાળિયાનો છેડો પકડીને નાચે છે. ગોળ ફરતાં ફરતાં ગીતનો આરંભ કરે છે.

'એ ઇ હો ઽ ઽ ઽ
સાંભરણું આ દેવનું
વિરોબા એ દેવનું'

અને પછી વિરોબા દેવની આખી જીવનગાથા ઉકેલાય, લગ્નનાં વર્ણનો કરાય. નૃત્યની ગતિ ખૂબ ઝડપી હોવાથી અને અભિનય સરસ હોવાથી આ નૃત્યો જોવાલાયક હોય છે.

મરાઠી બહેનોનાં નૃત્યમાં, નૃત્ય કરતાં પણ રમતોમાં સહજ રીતે પ્રવેશતાં નૃત્યો વધારે છે. ફેરફુદરડી, ઝિમ્મા અને ફેરગોફ જેવાં રમત-નૃત્યો એક કે બીજા સ્વરૂપે ભારતભરની બહેનોને પરિચિત છે.

ફુદરડીમાં બે અથવા ચાર બહેનો સામસામી ઊભી રહે. એકબીજીના હાથ પકડી ડાબો પગ સાથે રાખી એને આધારે ગોળ ગોળ ફરે. ફરતાં ફરતાં ખાયણાં ગાય અને હોઠ હલાવી 'પક પક' એવો અવાજ કરે. એને 'પકવો' કહે છે. ફુદરડીનાં ખાયણાં :

'આટલો અમથો પાટો, એના પર જીરુ મરી વાટો,
આટલી શી શામાનો ઠસ્સો બહુ મોટો'.

સાથે ફરનારીનાં નામ દઈને ખાયણાં ગવાય છે. એમાં કેટલાંક ફટાણાં સુરતી મરચાં જેવાં – માથાથી પગ સુધી બાળે એવાં – પણ હોય છે. પણ મોટે ભાગે રમતમાં બધાં ખમી ખાય છે. ફુદરડીમાં સરસ ફરનારા 'ઘંટી' પણ ફરે છે. ઘંટી ફરવી એટલે ફરવાવાળી એક જણ ફરતાં ફરતાં નીચે બેસે અને ડાબો પગ આખો જમણા પર રાખી બેઠી બેઠી ઘંટીની જેમ જ ફરે.

**ઝિમ્મા :** આ તાળીઓની ખાસ મરાઠી ઢંગની રમત છે. બે, છ, આઠ બહેનો આ રમે છે. આ જોડીની રમત છે. સામસામી તાલબદ્ધ તાળીઓ દેતી બહેનો ગોળમાં ફરે છે. શરૂઆતમાં ધીમી ગતિથી શરૂઆત કરી પછી ગતિ વધારે છે. ઝિમ્માનાં ઘણાં ગીત છે. એમાંનું આ એક –

આવોજી રુક્મણિ દેવી અમારી પોળમાં
હીરાના મોર જડયા તમારી ચોળીમાં
હીરાના મોર પર બેસી હરી ગયા બીજે ગામ જી. . .

હારે ગયા ને વસાવ્યું પંઢરીનું ગામજી
પંઢરપુરમાં એક સોનીડો દામાજી નામજી
સોનીએ ઘડાવી બંગડીની જોડીજી
સાડીત્રણસો મોતીની એક એક બંગડીજી
રાઈ રુક્મિણીના પાંડુરંગ પતિજી

ઝિમ્માનાં ગીતના ઘણા પ્રકાર છે અને રમવાની રીત પણ ભાત ભાતની છે. ખભા પર પાંખોની માફક હાથ રાખી સામસામા ફરે. તાળીઓ આપતા આપતા વચ્ચે પોતાના ઘૂંટણ પર એક તાળી દઈ બીજી તાળી હાથ પાછળ લઈ જઈને દે અને પછી ત્રીજી તાળી સામેવાળાના હાથ પર દે. દરેક પ્રકારમાં ખાસ કાંઈક વિશેષતા હોય છે.

**ફેર** : ગોળ ફરવું એટલે ફેર ધરવો. એમાં સંખ્યાનું કોઈ બંધન નથી હોતું. આ રમતમાં ઘણી બહેનો એકબાજીના હાથ ધરી ગોળ ફરે છે. ફરતાં ફરતાં વાંકાં વળી દરેકે પોતાનો ડાબો હાથ જમીનને અડાડીને ફરી સીધા થતાં ગોળ ફરવાનું. એકીસાથે કમરમાંથી વાંકી વળતી બહેનોનો સમુદાય ઘણો મજાનો લાગે છે. કલાકો સુધી ચાલતા કથાત્મક ગીત ગાતાં ગાતાં બહેનો ફેર ધરે છે અને બુલંદ અવાજે ગીત ઉપાડે છે. આ ગીતોમાં વાર્તા અને ભાષા બંને સુંદર હોય છે. આ ગીતોમાં વિષયોની વિવિધતા પણ સારી પેઠે હોય છે.

ફેરમાં જ **સૂપડાંનૃત્ય**નો પણ સમાવેશ થાય છે. પંદર-વીસ બહેનો ગોળાકાર ઊભી રહે છે. વચ્ચે બે બહેનો મોં સામે નાનું સૂપડું લઈ ઊભી હોય છે. એ બે હાથમાં સૂપડું નચાવતી નચાવતી પોતે નાચતી જાય અને સવાલ કરતી જાય. બાકીની બહેનો હાથ પકડી ગોળ ફરતાં ફરતાં જવાબ આપતી જાય. લાગ જોઈ પેલી સૂપડાવાળી છટકવાનો પ્રયત્ન કરતી રહે.

નાચ ગ ઘુમા
શીદ હું નાચું?
આ ગામનો પેલા ગામનો
સોનીડો ના'વ્યો, મારા બાળુડાનો વાળો ના આપ્યો

શીદ હું નાચું?
આંગણું છે વાંકું, ચારે બાજુ લાકડાં
કુચરા ને કૂડા – શીદ હું નાચું?

ગામનાં બધાં વસવાયાં સામે નાચનારી વાંધા પાડતી જાય છે અને નાચતી રહે છે.

બહેનોનાં આવાં નૃત્યોમાં ઘડાનૃત્ય, વેલણની રમત, પિંગા, શોક્યોનો ઝઘડો, ગોફ, દંડ-ફુદરડી, નખુલ્યા, કૂકડો, રવાઈ જેવી રમતોનો સમાવેશ થાય છે. આ નૃત્યો નૃત્ય તરીકે પ્રેક્ષણીય હોવા ઉપરાંત એનાં ગીતોમાં સ્ત્રીસુલભ ભાવનાઓ અને લાગણીઓનો આવિષ્કાર સુંદર રીતે થયેલો છે.

સ્ત્રીપુરુષોનાં સમૂહનૃત્ય મહારાષ્ટ્રમાં ભાગ્યે જ જોવા મળે. છતાં અમુક નૃત્યો એવાં છે ખરાં. ગોંધળ સાથે વાઘ્યા અને મુરળીનું નૃત્ય હોય છે. વાઘ્યા અને મુરળી એટલે જેજુરીના ખંડોબા દેવના તેમ જ પાલી અને મંગસૂળી ગામના ખંડોબાના ભક્ત હોય છે. ખંડોબા દેવના અંગભોગ અને રંગભોગ માટે છોકરાઓ અને છોકરીઓ દેવને અર્પણ કરવાનો રિવાજ છે. આ સમર્પિત ભક્તો તે જ વાઘ્યા અને સ્ત્રીભક્તો તે મુરળીઓ. હળદર, જેને બેલભંડા પણ કહે છે, ઉછાળતાં એ ગાય છે, નાચે છે અને દેવને રીઝવે છે. આ નૃત્ય વખતે વાઘ્યાના હાથમાં મશાલ જેવી દીવડી હોય છે અને મુરળીના હાથમાં ઘંટડી. બંનેનાં મુખમાં દેવનાં ગીત:

એમાંનું આ એક ગીત જુઓ:

મુરળીને શૃંગાર ભંડારાનો
એનો વટ પીળી શેલારીનો
છેડલો ઝાલી હાથમાં
પગલાં પાડે ઠસ્સામાં
એને ગળે કોડીની માળા જી
એણે જોયાં વાઘ્યા જેજુરીના જી
વાઘ્યાના વાઘા જોવા જેવા
ખંભે લંગર લોઢાનો

ગળે પદક ખંડોબાનું
ધજા નચાવે દેવજીની
સામે કૂતરો બાનુબાઈનો
જેકાર બોલાવો જય મલ્હાર, જય મલ્હાર.

એવાં ગીત ચાલતાં હોય ત્યારે નૃત્યની ગતિમાં ફેરફાર કરતી વખતે વચ્ચે 'હબ્...હબ્...હબ્...જય મલ્હાર' એવો જયઘોષ વારંવાર કરે છે અને અંતે 'યેળકોટ યેળકોટ'(જેકાર)ના ગજરમાં હળદરની મુઠ્ઠીઓ ઉછાળતાં ઉછાળતાં નૃત્યની સમાપ્તિ કરે છે.

દરિયાકિનારે માછીમારોની વસ્તી હોય છે. કોળી જમાતની આ પ્રજાના નૃત્યને કોળી નૃત્ય કહે છે. એમનાં નૃત્યોમાં સ્ત્રીપુરુષો સાથે નાચે છે.

કોળીઓ પોતાના વર્ષના વારતહેવાર ઠાઠમાઠથી ઊજવે છે. એ પ્રસંગે પરંપરાગત એવો પોતાનો ખાસ પહેરવેશ બધાં પહેરે છે. આનંદ અને ઉમંગ તો જાણે મનમાં માતાં ન હોય એવી રીતે સૌ ગાતાં-નાચતાં હોય છે.

નૃત્યમાં બધા પુરુષો સામસામે બે હારમાં ગોઠવાઈ જાય છે. એમના હાથમાં હલેસાં હોય છે અને હલેસાં મારી હોડી હંકારતા હોય એવો અભિનય એઓ કરતા હોય છે. અને સાચે જ મોટું વહાણ જાણે નજર સમક્ષ ખડું થાય છે.

કોળણો બધી હાથ પકડી એક હારમાં કોળીઓ સામે ડગ ભરતી જાય છે. પછી બંને ભેગાં મળી દરિયાનાં મોજાં પરથી કૂદતાં કૂદતાં તરતાં હોય, હોડી હંકારીને લઈ જતાં હોય એવો અભિનય કરે છે. દરિયામાં માછલી પકડવા જાળ બિછાવવાનો અભિનય પણ આ નૃત્યમાં હોય. એમના પેઢીધરના કસબની કલ્પના જોવાવાળાને સહેજે આવી જાય. નાચતાં નાચતાં જે ગીતો એ લોકો ગાય છે તેનો આ એક નમૂનો :

માર હલેસાં માર,
મારા હલેસાં માર,
દરિયામાં હોડી ઝૂલે મારી લાડલી
શામળો દિયર તારો આવે છે લાડલી

હાથના વળિયા લાવે છે લાડલી
શામળો દિયર તારો આવે છે લાડલી.

અને પછી 'લાડલી'નાં બધાં જ ઘરેણાં આવે ત્યાં સુધી ગીત લંબાય. ઢોલક અને ઝાંઝને તાલે નૃત્ય જામે.

લોકવરણુની માફક સાવ પછાત ગણાતા આદિવાસી લોકો પણ નૃત્યકળામાં પાવરધા હોય છે. ખાસ કરીને ડાંગના ડાંગી આદિવાસીઓ ગીતનૃત્યના ખાસ શોખીન હોય છે. રાત રાત જાગી ઢોલક અને શરણાઈ જેવું 'કહાળી' નામનું વાદ્ય વગાડી એને તાલે સ્ત્રી-પુરુષ નાચે છે. ફિગડ, પાવરી, ધનુકલી, બારદાર, વેલતોડચા જેવા પંદરવીસ નૃત્યપ્રકાર એ લોકો સાદર કરે છે.

આદિવાસીઓમાં ઠાકુર એ એક જમાત છે. એમનાં ગીતો અને નૃત્યો ઠાકુરનાં ગીતનૃત્ય તરીકે ઓળખાય છે.

ચોમાસાની શરૂઆતથી દિવાળી સુધી આ નાચગાન ચાલતાં હોય છે. પરસેવાથી રેબઝેબ થાય ત્યાં સુધી આ ગાવા-નાચવાનું ચાલે છે. પુરુષોના પગમાં ઝાંઝર હોય છે. બૈરાંઓ ઢોલકને તાલે નાચે છે :

વરસ વરસાદ રામનો રે
કણબીના તું કામનો રે
વરસ વરસાદ સીતાનો
કણબીના તું હિતનો

તારું નીતર્યું રૂપ રે
ભૂરી ભૂરી કાચ રે
ધાર વાગે તો કાપે રે
મરશે ભૂત પ્રેત
સૂવા દે આખી રાત રે !

એવી જાતનાં ગીતો ગવાય છે.

નાગપુર-વરાડ બાજુ પણ આદિવાસીઓનાં ગીતનૃત્ય ચાલતાં જ હોય છે.

**વણઝારા** : આ જમાતની બહેનો પુરુષોમાં ભળ્યા વગર સ્વતંત્ર નૃત્યો કરે છે. એમના 'લોટા' નામના એક નૃત્યમાં માથે પાણીનાં બેડાં મૂકી ઢોલક અને તાળીઓને તાલે બે હારમાં ગોઠવાઈ જઈને બહેનો નાચે છે. એકબીજાના હાથ પકડી માથે બેડું મૂકી એ આગળપાછળ ઝૂકતી જાય. બેડું પણ સાચવે, તાલ પણ સાચવે અને પોતાનો તોલ પણ સાચવે. એ એમની કુશળતા ઉલ્લેખ કરવા જેવી છે.

વણઝારા ભાઈઓનાં નૃત્યના પ્રકાર જુદી જાતના હોય છે. હોળીમાં એ 'ફાગ' ગાય છે અને નાચે છે. ત્યારે હાથમાં તલવારો રાખે છે. એમાં એક જણ સ્ત્રીનો વેશ લે છે. એની આજુબાજુ બધાં ગોળ ફરે છે. એ જોવાની બહુ મજા આવે છે.

લોકનૃત્ય અને લોકસંગીતના આ પ્રમાણે ઘણા પ્રકાર છે. જુદી જુદી જમાતોમાં આ વારસાગત કળા સચવાઈ છે. દરેક પ્રાંતમાં અને સાચું કહો તો જગતભરમાં આ ક્ષેત્રમાં સૌએ પોતાની વિશેષતા જાળવી રાખી છે અને પ્રાવીણ્ય પણ મેળવ્યું છે. આ એક બહુ મોટો સાંસ્કૃતિક વારસો છે. નૃત્યસંગીતના કળાકારો તો એ અદા કરતી વખતે ભાન ભૂલી જાય છે અને એ અવિસ્મરણીય નાદબ્રહ્મમાં જોનારા પણ પોતાની જાતને ભૂલી જઈ એ રસમાં તરબોળ થઈ જાય છે.

# 8. લોકકળા

માણસમાત્ર સૌંદર્યનો જન્મજાત ભોક્તા છે. રોજના કામકાજમાંથી નવરો પડે એટલે એનું ધ્યાન આજુબાજુની પ્રકૃતિ તરફ અચૂક જાય અને એ નિસર્ગ સાથે સ્પર્ધામાં ઊતરવાની તમન્ના પણ કલાકારોમાં જાગે. કુદરતી સૌંદર્યનો આસ્વાદ લેતાં લેતાં પોતાને પણ સર્જન કરવાની ઇચ્છા થઈ જાય. પછી પોતાના સર્જન સાથે એકરૂપ થવાની તાલાવેલી જાગે. અને આ ગડમથલમાંથી કેટલીક કળાકૃતિઓનું નિર્માણ થાય છે. પછી પોતાના સર્જન સાથે એમાંની કેટલીક કૃતિઓ વ્યક્તિગત હોય ત્યારે કેટલીક સાર્વજનિક રૂપની પણ હોય. કળાકાર પૂરતી મર્યાદિત રહેતી કૃતિ વ્યક્તિગત કહેવાય. પણ જોતાંની સાથે જે બીજા પણ આત્મસાત્ કરી શકે, માણી શકે, જેના પુનર્નિર્માણનો આનંદ સૌ કોઈ ભોગવી શકે, એટલું જ નહીં, પણ પેઢીઓ સુધી સ્મરણ-શક્તિને જોરે જે આનંદની પરંપરા ટકાવી શકે એવી કળાકૃતિ સૌની માલિકીની થાય છે. એ જ સાચા અર્થમાં 'લોકકળા' કહેવાય છે.

મહારાષ્ટ્રમાં એવી લોકકળાઓ ઘણી છે. 'રંગોળી પૂરવી' એ એવી એક પ્રમુખ કળા છે. એ કળા મોટે ભાગે બહેનોના હાથમાં જ રમતી રહી છે. હિંદુ સંસ્કૃતિનો આદર્શ સામે રાખીને બહેનોએ આ કળા વિકસાવી છે. એનું જતન કર્યું છે. આ કળાનો ઊગમ કયારે થયો એ કહી શકાય એમ નથી. છતાં કેટલાંક જૂનાં ગીતોમાં 'ઘાતલી કણા રાંગૂળી' એવી જાતના ઉલ્લેખ મળી આવે છે. એના પરથી તર્ક કરી શકાય કે દળવાનું કામ કરતાં જે પહેલો લોટ ઘંટીમાંથી નીકળે તે લઈ રસ્તા પર કે આંગણામાં એનાથી ઊભી-આડી લીટીઓ દોરવાનો રિવાજ હતો. કોઈ વાર એના પાંચ કે સાત ચોકડા પણ પાડતા. હજુ પણ ગામડાંમાં કેટલીક જગ્યાએ આ રિવાજ ખરો. એટલે આ રિવાજ અને આ કળા જૂના જમાનાની છે એટલું ચોક્કસ. ઈ. સ. 591માં લખાયેલ મહાકાવ્ય 'શિશુપાલવધ'માં 'તિયા રાંગવળી સૂતી રાણિયાં ચક્રવર્તી-ચિઆં' એવો ઉલ્લેખ છે. એના પરથી પણ આ કળાની પ્રાચીનતા સમજી શકાય છે.

રંગોળીનો અર્થ રંગની રેખા અથવા ખાસ પ્રકારના પથ્થરનો લોટ જેવો ભૂકો. પણ હકીકતમાં કોઈ પણ ઝીણો ભૂકો અથવા લોટ લઈને કરેલી ચિત્રાકૃતિને રંગોળી જ કહે છે. એમાં કળોકી હોવી જ જોઈએ એવું ખાસ કાંઈ નથી.

સામાન્ય રીતે ઘર અને આંગણું લીંપીગૂંપીને બહેનો એના પર રંગોળી કરે છે. દેવમંદિર સામે, જમણવારને પ્રસંગે થાળીની આજુબાજુ, તુળસી-કયારા પર, ઉંબરા પર રથ સપ્તમીને દિવસે આંગણામાં નાનકડી વેદી કરે છે. એની સામે, ગુડીપડવાને દિવસે ગુડીના સ્તંભ સામે, અને રોજ ઘરના મુખ્ય દરવાજા સામે રંગોળી કરવામાં આવે છે. પહેલાં મીંડાં પાડી પછી એના જોડાણથી આકૃતિ કરી રંગોળી કરવાની પરંપરાગત વિશિષ્ટતા છે.

મીંડાંની રંગોળીના ઘણા પ્રકાર છે. એમાંના કેટલાક તો ખાસ ધ્યાન ખેંચે એવા હોય છે. એમાં માત્ર ચિત્રાકૃતિ નહીં, પણ સાથે સાથે એ આકૃતિ-માં સુંદર કલ્પનાઓ પણ હોય છે.

નાની છોકરીઓ રંગોળીનો પહેલો પાઠ લે છે તે કેરીના આકારની રંગોળી કરીને લે છે. અગિયાર કે સત્તર મીંડાં જોડી કેરીની સાદીસીધી આકૃતિ દોરાય છે. ઓગણીસ મીંડાંની જોડ કેરી (એટલે બે કેરીની જોડ) અને તેર મીંડાંની રાઘૂની કેરી (એટલે પોપટ અને કેરી) એ ત્યાર પછીના પાઠ. આ ત્રણે કેરી સાદી પણ બહુ સુંદર હોય છે. એ દોરતાં દોરતાં હાથ કેળવાય છે. કંકાવટીનો આકાર પણ કેરી જેવો જ હોય છે. પોતાને ઘેર કોઈ મળવા આવે તેને, દેવને ચાંલ્લો કરવા એ કંકાવટી પાસે જોઈએ. એનો આકાર જાણે નાનકડી છોકરીઓના મનમાં પણ સાથે સાથે ઠસી જાય છે સ્ત્રીજીવનના સર્વ મંગળ પ્રસંગે સતત સાથે રહેતી કેરી આકારની કંકાવટી સાથેનો સહવાસ બાળવયથી સધાતો રહે છે.

સાદી કેરી માટે પહેલાં અગિયાર મીંડાં એક હારમાં કરે. પછી બંને બાજુ છ સુધી ઘટાડતાં જાય. જોડ કેરી માટે પહેલાં ઓગણીસ મીંડાં કરી પછી સોળ સુધી ઘટાડે, પછી આઠ આઠના ભાગ એક મીંડું રહે ત્યાં સુધી તોડવાના. સત્તર મીંડાંની કેરી માટે પણ આ રીતે જ મીંડાં કરે છે. રાઘૂની કેરી માટે પહેલાં તેર મીંડાં કરી પછી સાત સુધી તોડે. આ મીંડાંને

લીટીઓ વડે જોડી સુંદર આકૃતિ કરે છે. આ ત્રણે સાથિયા દેખાવે રૂડા હોય છે.

**બિલ્વદલ** : રંગોળીનો આ પ્રકાર પણ ફેરી જેવો જ લોકપ્રિય છે. બિલ્વ-દલ એટલે બાલીનું પાન. મહાદેવજીની પૂજામાં એ હોવું જ જોઈએ. કોઈ વાર એ મળે, કોઈ વાર ન પણ મળે ત્યારે ચિત્રાકૃતિથી નભાવી લેવાય. એ પ્રયત્ન રંગોળીના માધ્યમથી કરે છે. આ સાથિયો પૂરવાની ત્રણ રીત છે. પાંચ મીંડાં કરી એક સુધી ઉતારવાં એ પહેલી રીત. બાજી રીતે આઠ મીંડાં મૂકી એક સુધી ઉતારે અથવા સોળ મીંડાં કરી એક સુધી ઉતારીને પણ આ સાથિયો· કરાય છે. એમાં આકાર નાનામોટા થાય એટલું જ. બાકી આકૃતિ સરખી જ હોય છે. મીંડાં રેખાઓથી જોડવાથી આકૃતિ નિર્માણ થાય છે.

દેવને ચડાવવાનું ફૂલ સારામાં સારું હોવું જોઈએ. એવું ફૂલ મળે તો ભક્તને પરમાનંદ થાય. એટલે જ વારતહેવારે ભગવાનને **કમળપુષ્પ** ચડાવવાની ભાવના ભક્તોનાં મનમાં રહેતી હશે. કમળ એટલે લક્ષ્મીજીનું આસન. સર્વાંગ-સુંદર, મોહક અને મધુર સુગંધીવાળું એ પુષ્પ દેવી પુષ્પ મનાય છે. એટલે રંગોળીમાં બહેનો કમળની આકૃતિ દોરે એ સ્વાભાવિક છે. કમળના ખાસ બે પ્રકાર છે. એક સાદું કમળ અને બીજું જ્ઞાનકમળ. સાદું કમળ દસ મીંડાંનું હોય છે. પછી એક જ બાજુએ એક સુધી ઉતારી સાથિયો પાડે. મીંડાં જોડતી વખતે જુદી જુદી રીતે રેખાઓ દોરી બે પ્રકારનાં કમળ પાડી શકાય છે. જ્ઞાનકમળ પાડવાની રીત એનાથી જુદી જ હોય છે. પહેલાં અગિયાર મીંડાં મૂકી પછી બંને બાજુ ત્રણ સુધી ઉતારતા જવાનું. આ સાથિયો પાડવા માટે અઘરો છે. એ આકૃતિ સહેજે બરાબર આવતી નથી. એને માટે ભેજું કસવું પડે છે. ધ્યાન દઈને મીંડાં જોડવાં પડે છે. ચારે કોરથી પાંખડીઓનો એકસરખો આકાર આવવો મુશ્કેલ થઈ પડે છે. પણ એક વાર સાથિયો પડે પછી બહુ સુંદર લાગે છે. સાથિયાના એવા અનેક પ્રકાર છે.

રંગોળી એ ઘરનું, આંગણાનું એક પરંપરાગત સુશોભન છે. એ માધ્યમથી કુટુંબની સંસ્કૃતિ અને સુરુચિ વિકસાવી શકાય છે. ધરતીની દીકરી-ઓ રોજ વહેલી સવારે સાથિયા પૂરી સૂરજદેવનું સ્વાગત કરે છે. એને માટે

સૂરજદેવનું આસન, સ્વસ્તિક, સૌ પહેલું પાડે છે. સ્વસ્તિક એ માંગલ્યનું પ્રતીક મનાય છે. જમણી બાજુનું સ્વસ્તિક પ્રગતિનું ચિહ્‌ન ગણાય છે. ભાગ્યચિહ્‌ન તરીકે એ પૂજાય છે.

સૌંદર્યની પૂજા-ઉપાસના થાય, ઘરમાં સુખસમૃદ્ધિ આવે, કુળાચારનું પાલન થાય, એવી ભાવના આવી રંગોળી પાછળ સારો અર્થ લઈને ઊભી હોય છે. એટલે જ રંગોળી પૂરતાં આવડવી એ સારી સ્ત્રીનું સૌભાગ્યનું લક્ષણ ગણાય છે.

ઘરમાં બાળકનું નામકરણ, વહુનું સીમંત, લગ્ન, વારતહેવાર, ખાસ માનવંત મહેમાનોની પધરામણી એવા સારા પ્રસંગે જમણવાર થાય ત્યારે રંગોળી કરે છે. આ રંગોળીઓ જુદા પ્રકારની હોય છે. એમાં કળોઠી ઉપરાંત પાનફૂલ અથવા અનાજના દાણા વાપરી સાથિયા પડાય છે. મીંડાંના સાથિયા જેવી આ સાથિયાની પણ પરંપરા ચાલતી આવી છે.

આપણા દેશના જુદા જુદા ભાગોમાં રંગોળીની જુદી જુદી પ્રથાઓ પ્રચલિત છે. જૂના જમાનામાં ગામડાગામના રોજના વપરાશનાં હાંલ્લાં, મટકાં, ઘડા વગેરે ઉપર પણ ભાતીગળ સુશોભનો કરવામાં આવતાં. જોકે એ કળા કુંભાર જમાતની ખાસિયત ગણાતી. આજકાલ બીજા લોકો પણ એવી કળાઓમાં હાથ અજમાવે છે.

કુંભારોને ભૂલોકના પ્રજાપતિ કહી બિરદાવ્યા છે. હિંદુ વિધિઓ અને સર્વ મંગળ પ્રસંગોમાં માટીના ઘડાનું સ્થાન અગત્યનું હોય છે. આ ઘડા ઘડાવે છે કુંભાર. રાંધવામાં, પાણી ભરવા, પૂજામાં, કોઠારોમાં સર્વત્ર એ ઘડા કામ લાગે. ઘડાને (અને કાયાને પણ) 'ઘટ' કહે છે. એના ઘડવૈયા પ્રજાપતિ બ્રહ્મદેવ. કુંભારોને પ્રજાપતિ કહે છે. ખેડૂતો એમને 'રાજા' પણ કહે છે. એમના ઘડેલા ઘટ પરથી પ્રજાના સંસ્કારો પરખાય છે. જૂના જમાનામાં ગામલોકોમાં કુંભારની ગણતરી માન સાથે થતી. હજુ આજે પણ કુંભારને ચાકડે બનેલા ભાતીગળ કુંજા અને કળાત્મક ઘડા વખણાય છે.

કાગળ કાપી, કોતરીને સુશોભનો કરનારા 'જીનગર' એ પણ કસબી કળાકાર હોય છે. રંગરંગના અને સોનેરી કાગળમાંથી કાપીકૂપીને બનાવેલી કળાકૃતિઓ મંગળ પ્રસંગે ખાસ ઉપયોગમાં લેવાય છે. પાતળા ગુલાબી

કાગળથી બનાવેલું શ્રીફળ મંગળ કળશને શોભાવે છે. લગ્ન, જનોઈ જેવા પ્રસંગે મંગળ કળશનું મહત્ત્વ ઘણું હોય છે. આ સુશોભનથી પ્રસન્નતા અને માંગલ્યમાં ઉમેરો થાય છે.

લગ્નના ઘરને બારણે તોરણ બંધાય છે. વરકન્યાને પહેરાવવાના મોડ, વરઘોડાની શોભા વધારતી નક્ષત્રમાળા, બાળુડાના ઘોડિયા પર લટકતા રાઘૂ મોર વગેરે જીનગરોની જ કારીગરી હોય છે. લોકગીતોમાં પણ એમની કળાનો અને એમનો ઉલ્લેખ માન સાથે થાય છે. ચિત્રકલા, કલ્પના અને કારીગરીનો ત્રિવેણીસંગમ એમનામાં થાય છે. એમની મન હરી લે એવી કળા લોકોને ખૂબ ગમે છે.

નેતરના બેટમાંથી સોટીઓ લાવી એની નરમ લાંબી પટ્ટીઓ બનાવી તેને ગૂંથીને એમાંથી જાતજાતની વસ્તુઓ બનાવતા કળાકારોને મરાઠીમાં 'બુરુડ' કહે છે. આ કળા પણ બહુ જૂના જમાનાથી લોકોને પરિચિત છે. ટોપલીઓ, છાબડીઓ, ચટાઈઓ, ખુરસી અને ટેબલો પણ આ લોકો બહુ સુંદર અને મજબૂત બનાવે છે. પ્રમાણમાં આ વસ્તુઓ સસ્તી પણ ઘણી હોય છે. પેઢીઓથી આ લોકો આ ધંધો કરતા હોય છે. એ જ એમના નિર્વાહનું પણ સાધન હોય છે. એટલે કાળાનુસાર પોતાની વસ્તુઓ પણ અદ્યતન આકારની અને આકર્ષક બનાવી દેવામાં એ બહુ ચતુર હોય છે. નેતરકામની ગણના પાઠશાળાના અભ્યાસક્રમમાં આવતા ઉદ્યોગોમાં થાય છે.

રોજના ઉપયોગમાં લેવાતું કપડું હાથસાળ પર વણતા વણકરોના હાથમાં પણ કળા છે. વણકરોની કળા એ મહત્ત્વની લોકકળા છે. રૂની પૂણી બનાવી, કાંતી, એનું વસ્ત્ર વણી કાઢવું એ શ્રમનું પણ કામ છે. જૂના જમાનામાં નાનાં નાનાં ગામ વસ્ત્રની બાબતમાં સ્વાવલંબી હતાં. ત્યારે ઘેર ઘેર રેંટિયા ફરતા હતા. હવે મોટા ભાગનું કાપડ મિલોમાં વણાય છે છતાં હાથસાળના વણકરોની કળાની તોલે એ આવતું નથી. હાથસાળનું કાપડ ટકે પણ સારું. આસામમાં હજુ આજે પણ કન્યાની પસંદગી કરતી વખતે એ સાળ ચલાવી શકે છે કે કેમ એ મુદ્દા પર ધ્યાન આપવામાં આવે છે.

બહેનોની ચૂડી એટલે સૌભાગ્યનો મુખ્ય અલંકાર. ચૂડીઓ વહેરે તે ચૂડગરોને મરાઠીમાં 'કાસાર' કહે છે. છેક પાષાણ યુગથી ચૂડીનું પગેરું મળી આવે છે.

અજંતા અને વેરુળની ગુફાઓમાં પણ સ્ત્રીઓએ બંગડી પહેરી છે એવાં શિલ્પ છે. ચૂડી કાચની, દાંતની કે લાખની હોય. એ બનાવવાનાં નાનાંમોટાં કારખાનાં ચાલે છે. 'કાસારો' એ ચલાવે છે. લગ્નપ્રસંગે કાસારોને માનભર્યું સ્થાન મળે છે. ચૂડો પહેર્યા પછી કન્યા એને પગે લાગે છે.

ગામડાંઓમાં શિલ્પકારોની કળા હજુ અસ્તિત્વ ધરાવે છે. પાષાણમાંથી સુંદર આકૃતિઓ કંડારતા એ મહાન કળાકારોની પરંપરા પુરાતન કાળથી ચાલતી આવેલી છે. જૂની લોકવાર્તાઓમાં એમનો ઉલ્લેખ ખાસ કરેલો હોય છે. એક રાતમાં અદ્ભુત સૃષ્ટિ સર્જતા આવા શિલ્પકારો વાર્તામાં રસ પૂરે છે. સલાટોનો ધંધો પેઢીઓથી કરતાં કુટુંબો આજે પણ હોય છે. કળાક્ષેત્રમાં એમનું મહત્ત્વ ઘણું છે.

નિસર્ગ સાથે બરાબરી કરવાની ઇચ્છામાંથી રંગરંગનું ભરતગૂંથણ, લાકડાની કોતરણી અને હાથીદાંતનું કામ — આ કળાઓ વિકસી છે. પ્રાચીન કાળથી આ કળાઓ અમુક કુટુંબોએ જાળવી રાખી છે. ઘણી વાર ઉપજત બુદ્ધિથી અમુક વ્યક્તિઓ એવી કળાઓમાં કુશળતા ધરાવતી હોય છે. કુદરતી ચિત્રકળાના આ જુદા જુદા આવિષ્કાર હોય છે, એવી માન્યતા છે.

કાશ્મીરમાં ઊનના ગાલીચા, શાલો અને ભરત ભરેલી સાડીઓ, ભરતકળાના ઉત્કૃષ્ટ નમૂના તરીકે જગતભરમાં વિખ્યાત બન્યા છે. ત્યાંની વસ્તીએ આ કળાઓને નિર્વાહના સાધન તરીકે જાળવી અને વિકસાવી છે, એ એની વિશેષતા છે.

હાથીનો લાંબો દાંત લઈ એના પર નાજુક કોતરણી કરવી, એના નાના નાના ટુકડાઓમાંથી નાની સુંદર વસ્તુઓ બનાવવી એ કૌશલ્ય અને ધીરજનું કામ છે. ખાસ કરીને ચણોઠી જેવડી દાબડી બનાવી એમાં ચોખાના દાણા પર ગીતાનો શ્લોક કોતરવો એ કળાકૃતિ બહુ વખણાય છે. જાળીદાર, ભાતીગળ કર્ણફૂલ, હાર, બંગડીઓ વગેરે અલંકાર અને નમણી ચિત્રાકૃતિઓ હાથીના દાંતમાંથી બની હશે એ સાચું પણ ન લાગે એટલી નાજુક અને સુંદર હોય છે. આ કળાકૃતિઓના સર્જન પાછળ જે અપૂર્વ કલ્પનાશક્તિ છે એ જોઈને નવાઈ લાગે છે. કોતરણી અને કંડારવાની કળાનો ઉલ્લેખ માન સાથે કરવો પડે.

આ વિવિધ લોકકળાઓ એટલે નક્કર રાષ્ટ્રીય સંપત્તિ. વૃદ્ધો પાસેથી યુવાનોને વારસામાં મળતી ધનદોલત છે. સામાન્ય લોકોનાં જીવનને અસામાન્યતાનો

ઓપ આપતો આ જાદુ છે. એ કળાઓ સૌની છે, કોઈ એકની માલિકીની નથી. એકલે હાથે એ પૂર્ણતા પણ પામે એવી નથી. સમૂહજીવનનો એ એક સુંદર કળાવિષ્કાર છે. બધા ભેગા મળી પોતાના કલ્પિત વિશ્વને મૂર્તરૂપ આપે છે, એવી આ વિલોભનીય કૃતિઓ છે. કળાકારોની શક્તિ, સમર્થતા, ધીરજ, કલ્પકતા અને નિરામય વૃત્તિની એ નિશાનીઓ સમી છે. મનની મુલાયમ લાગણીઓને હલકે હાથે પ્રત્યક્ષમાં ઉતારીને સર્જાયેલી એ વિસ્મયકારક બીનાઓ છે.

એટલે આ કળાસૃષ્ટિ પ્રત્યક્ષ માનવજીવન જેવી જ મોહક અને વિવિધતાભરી છે. નિસર્ગ સાથે સરખામણી કરવાની હામ એની પાછળ છે. અને એનાથી પણ વધારે એ માનવીની કર્તૃત્વશક્તિને જબરજસ્ત પડકાર આપે છે. કાંઈક નવું નિર્માણ કરવાનું આહ્‌વાન કરે છે.

આજકાલ આ સર્વ લોકકળાનો ઉપયોગ સાંસ્કૃતિક જીવન અબાધિત રાખી એનું ઘડતર કરવા માટે કરવાની એક દૃષ્ટિ રાખવામાં આવે છે. એટલે આ કળાઓ હવે મેળાઓમાં અને અન્ય બજારોમાં લોકો સામે આવતી તેને બદલે રંગમંચ પર પણ એમને માનભર્યું સ્થાન મળવા માંડ્યું છે. હસ્તકળાનાં પ્રદર્શનો ભરાય છે અને ઉત્તમ કૃતિઓનું બહુમાન પણ હવે થાય છે.

# ઓવીઓ

1

પહેલું મારું ગીત, ગાઉં છું હું દેવ.
બ્રહ્મા વિષ્ણુ હર, ઊભા હારોહાર.
બીજું મારું ગીત, ગાઉં હું વિઠ્ઠલરાય
ક્યારે મળશો શામળા? પાંડુરંગા.
ત્રીજું મારું ગીત, ગાઉં છું માય દેશા
પૂરજો મારી આશા, દેવરાય.
ચોથું મારું ગીત, ભર્યા દરિયાની ભેટ
ધન સંપત્તિની ખોટ, પૂરજો દેવ.
પાંચમું મારું ગીત, પંચ દીપની આરતી
લક્ષ્મીજીના પતિ, પંચ મારા હ્રુદિયામાં.
છઠ્ઠું મારું ગીત, ગુણ ગાઈને કરીશ
પૂજા તારી ઈશ, વિઠ્ઠલરાય.
આઠમું મારું ગીત, યુગ અઠ્ઠાવીશ સ્થિત
પગ નીચે છે ઈંટ, વિઠ્ઠલરાય.
નવમું મારું ગીત, અમૃતની છૂટી સેર
ગુણગાન મનોહર વિઠ્ઠલરાય.

2

તેડાવજો દેવ, પટેલના કુળદેવ
પીઠી ચોળાવો છોરુને, વર્તે પહેલું મંગળ.
તેડાવજો સર્વ નવલખ દેવ

પીઠી ચોળાવો કુંવર, લાડીલાને.
તેડાવજો માતા, અંબિકા ભવાનીને
શુકનવંતી પીઠી, ચોળાવો લાડલીને.
તેડાવો સગાંવહાલાં
તેડાવો સાજન ને માજન.
પીઠી ચોળાવો, પરણે
આજે મોટાનો કુંવર.

3

સૂરજ તમે ઊગો, પહેલાં મારે ઘેર
બાળુડા સાથે લેજો, દૂધ સાકરની સેર.
પોથી પુસ્તક વાંચતાં, કાનમાં ડોલે વાળી
મારો શામળો ભણે છે, માતા હું ભાગ્યશાળી
સાંકળી કંદોરો હાથનાં કડલાં, નિર્મળ સોનાનાં
ઇંદ્રસભાનો સોનીડો, ઘડતાં ભૂલ્યો ભાન.

4

પારણું પન્નાનું, ઝૂલણું મોતીડાંનું
બાળ છે સાત ખોટનું, માવડીનું.
નીંદરડી આવી, પાંપણુને આરે
આંખડલી ભારે, ફૂલ-પથારીમાં પોઢે
બાળુડો મારો.

હાલા રે મારા વ્હાલા, ઓઢાડું તને શેલાં
પોઢો પોઢો મારાં બાળ
મારા ગુલાબ કેરા ફૂલ,
તું જ મારો શ્યામ ને વિઠ્ઠલ.

સમી સાંજનો પહોર, દીવાટાણાની આ વેળા
રમતે ચડશો ના, ઊડી જશે રાધૂ મેના.

5

સરગવાની શીંગો, લટકે છે આભે
ઊંચી ઊંચી બાંયો, મારા હાથ પર શોભે.

ચૌટા પરની દુકાને, ઊભી બારસાખ ધરી
વીરા મારા આવોને, બેની જુએ છે વાટડી

ભાઈબીજને ટાંકણે, ભાઈએ શું આપી બોણી?
મારા શામળા વીરાએ, ચંદ્રહારની શોભા કરી.

મારા મનના ઓરતા, ભાઈ હારે બેસી જમતા
મારી માડીએ છાબ ભર્યા, મીઠાઈ સેવના

લઈ અંબાડી માથે ગજ, ઊભો સજીને એ સાજ
દાદાજી મારા કહેતા, દીકરી હરખો ભેટ લેતાં.

6

જેઠ તે માસમાં, વીજળી ઝબૂકી
વીરા મારાના મનમાં, વસી ગઈ છે કુંવરી.

કુંવરી ગયાં છે વાડીએ, વાડી કાજળની વડી
મારા વીરાની હો દોડી, બાર બળદની વેલડી.

કુંવરી ગયાં છે ખેતરે, કાળા અડદ દાણા વાવ્યા
વીરા મારાએ વાવિયા, દિન મૃગના જોઈને.

કુંવરી ગયાં છે ખેતરે, વાજાં વાગ્યાં હો ગામડે
મારા લાડીલા વીરાએ બળદ તેડાવ્યા તાકીદે.

કુંવરી ગયાં છે ખેતરે, બળદોએ હળ ખેંચ્યાં
નટવર વીરા સાથે, ઓળ કરવા દેવ ઊભા.

7

તુળસી-ક્યારે, રોજ પાય છે પાણી.
હાથ પહોંચે ના ક્યારે, નાની છે કુંવરાણી.

તુળસીને પાણી પાતાં, રોજ રાચે છે કુંવરી
ડાળી ડાળીએ બેઠી છે, શ્યામ સુંદર મંજરી.

તુળસીને પાણી પાતાં, ક્યારે ના'વે હાથ
વીરા બાંધજો પગથી, બેની ચડશે પાણી પાવા

તુળસીને પાણી પાતાં, તુળસી થયાં છે મોટાં છોડ
મારા લાડીલા બાળુડા, સેવા કરે છે ગોપાળ.

તુળસીને પાજો પાણી, ક્યારા નીચે સરવાણી
મારી લાડી છે રૂક્ષ્મણી, પતિવ્રતા.

8

ક્રોધી ભરથાર, જાણે નાગના ફુત્કાર
એનો ક્રોધ મેં સૈયર, હસીને કર્યો ગાર.

ક્રોધી ભરથાર, મનાવું વારંવાર
લાડલી મેના મારી, આડો રાખું છું નરહરિ

દરજીડાને હાટે, ભોળા રાજા બેઠા પાટે
હંસાબાઈને ખોળે બેઠાં, લીલી સાડીમાં ઠકરાણું.

કૂવાને કાંઠડે, બાવળ ઝૂલંત માવડી
કોશ હાંકતા વીરાને, માથે કરંત છાંયડી.

પરદેશના પરોણા, ઊભા રહેશો મા વાટમાં
ધણી મારા છે વનમાં, હાથ સાવજની દાઢમાં.

પવનની લહેરખી, ડોલી નાગરવેલ સરખી
એની નજર ના લાગે, મારા ઝગહગતા ચાંદલાને.

મોટું મારું ઘર, ડોલે હાંડી ને ઝુમ્મર
સાસુજીના જાયા, ઘરના ધણી લાડકવાયા

ધણીની પ્રીતની, વાતો સૈયર સુખની
મલકે સૂરજ દેવડો, મારી સાંભળી વાતડી

ધણી મારા સુખદાતા, કહું બારણે ભગવંત,
પંચ પાંડવ સાંભળતા, કહું મુખેથી બળવંતા.

# રમતનાં ગીત

## ઝિમ્મા

1

શિવકળા ભીમકળા
નવરત્નના પૂતળા

આપણી બેની જોડી
જામી છે શામળા
સભામાં આપણી બેલડી.

તમે ઘડા ને હું છું ગાગર
તમારા કરતાં હું રહી નાગર
સભામાં આપણી બેલડી.

તમે છો બારણું ને હું બારસાખ
તમારા કરતાં હું ખડતલ રહી
સભામાં આપણી બેલડી.

તમે છો ખડિયો ને હું છું લેખણી
તમારા કરતાં લાગું છું દેખણી
સભામાં આપણી બેલડી.

તમે છો ચાંદ ને હું ચાંદની
તમે અગાશીમાં હું છું ગગનમાં
સભામાં આપણી બેલડી હો રાજ.

તમે છો ઘડો ને હું કથરોટ થાળી
તમે પાણિયારે ને હું ઘરમાં રૂપાળી
સભામાં આપણી બેલડી હો રાજ

2

ઘરનો ઘરધંધો હું કરતી, સૈયર,
પાણીડાં ભરવા એકલી હું જાતી, સૈયર.

જીવડો કંતાણો તોયે આવે નહીં છેડો
મૈયર જાવું ચાર દી તો છોડો, સૈયર.

ક્યારેય ના જોયો મેં ઘર તણો ઉંબરો
જોયા ના બાપુ મળ્યો ના વીરો

ક્યારે મેં છોડી છે મારી પાયરી
ક્યારેય ના મળી મને માવડી મારી

છોડ્યો ના સાથ મારે બારણે પીપળો
ક્યારેય ના મળ્યો મારો વિઠ્ઠલ વીરો

છોડી ના કદી મેં વાટ નદીની
ક્યારેય દેખી નહીં લાડલી બેની
ઘરનો ઘરધંધો હું કરતી, સૈયર.

3

વહેવા દો પાણી, ઉભાળે ઉભાળે
ત્યાં તો લીંબુડી ફળાં છે, ડાળે ડાળે.

કોથમીર કહે છે, મારી સુવાસ ફોરે છે
મેથીની લીલીછમ ક્યારડી, પૈસે પૈસે વેચો ઝૂડી

કારેલું કહેતું મનની વાતલડી, જોશો મા એને ઉઘાડી
રુઆબમાં રીંગણું ડોલતું, મારી સાથે બોલતું

કાંદો કરગરતો, સભામાં ન લઈ જાશો.
લસણ કેરા વાસની, વાતડી સુણજો.

4

બેત્રણુ બળદની ચાલી બાથંબાથા જી
એમાં મારી તૂટી ટચલી આંગળી જી

દિયર મારાને કેમ કરી એ મળી જી
દિયરજીએ મનમાં શું ધાર્યું જી ધાર્યું જી

સાસુજીના મનમાં શું ભર્યું જી ભર્યું જી
સાસુજીએ એ ચાબુક માર્યા જી માર્યા જી

ચાબુકના સળ દૂરના દૂર બેની દૂરના દૂર
મૈયર મારું છે પંઢરપુર માડી પંઢરપુર

મોસાળ મારું રત્નાગિરી મા રત્નાગિરી
રત્નાગિરીના નાકા પર બેની નાકા પર

શેલુ ઝૂલે ચંપાની ડાળે બેની ચંપાની ડાળે
નાગ ડોલે ટાંકા પર બેની ટાંકા પર.

### લાડૂઝિમ્મા

લ્યો લ્યો કુહાડી, ચાલો ને વરાડી (ગામ)
ચંદનનાં લાકડાં વહેરવા જી
ગણેશનું મંદિર બાંધવા જી
દેરીમાં વસતા ગણપતિ જી
ચોગઠાં નાખે પારવતી જી

### વેલણની રમત

વણુ બેની વણુ, ચંદનની ગૂણુ
મામાએ આપ્યાં મને, સોનાનાં બટન

માડી હું છું ગોરી પાન કેતકીનું પાન
મામાને કહે, મને કમરપટ્ટો આપ

એક સૂં સૂં, બેની બે સૂં સૂં
આપણે બે સૈયર. સાડી પહેરશું.

### ગોફ

ગોફ વણીશું રાજ ગોફ વણીશું
અડધી રાતે ગોફ વણીશું.
ચાંપા ખા ચાંપા
પેટ માટે સારા
નહીં ખાય એની ડોશી મરે
મરે તો સારું એની ટકટક સરે.
સંસારમાં મને છૂટ તો મળે
ગોફ વણીશું રાજ ગોફ વણીશું.

### ભોંડલા

1

(હાથિયા નક્ષત્રની પૂજાના ફેર)

ઐલામ પૈલમા ગણેશ દેવા
મારું ઘર માંડી આપો કરીશ હું સેવા

મારું ઘર માંડ્યું ગામને ગોંદરે
પારેવડું ઘૂમે ગોખમાં મારે

પારેવડાની આંખ્યું ચણોઠી જેવી
ચણોઠીની બાંધી હારની ટીકી

અમારા ગામના ભુલોજી નાઈક
આવશો ક્યારે? આપશો શું?

તલ ખાંડો બાઈ ચોખા ખાંડો
અમારી માવડી ને તમારી માવડી

ખાશે શું માટી ને પથરા?
માટી ને પથરા આપે તાળી

આયખું દે દે માળીડા
માળીડો ગયો ખેતરમાં

વરસાદ વરસ્યો આવતાં જતાં
વરસ વરસાદ ટપક ટપ

ટીપે ટપકે કણુસલાં
કણુસલાં લાગ્યાં ખડમાં

ખડલા ઉપર સાત કણુસ
ભોંડલા તારાં બાર વરસ.

2

આટલું અમથું મારું પંખેરું
ચાંચ એની લાલ લાલ
ચણોઠી જેવી આંખડિયું
સાત પાતાળે, કુંવરી ખેલે
આટલું અમથું પંખેરું.

દહીં-દૂધની ભરી કટોરી
ઉપર બૂરું રાયપુરી
જમવા વાળું ભાતભાતનું.
આટલું અમથું મારું પંખેરું.

દૂધ-ઘીની છલકી વાટી
ઉપર સાકર રાય પીઠી
જમવાવાળો જગજેઠી
કે આટલું અમથું પંખીડું.

ભરી લોટી છાશની
મહીં સાકર નાખી સ્વાદની
આવો ગોવિંદ આરોગોની
કે આટલું અમથું પંખીડું.

દાંતની લાવો કાંસકી
વાળ ઓળોને બાળકી
કે આટલું અમથું પંખીડું.

સોનાનું તે પારણું
મોતીડાંનો દોર બાંધ્યો
રાધા ગોરીએ ઝુલાવ્યો
કે આટલું અમથું પંખીડું.

3

કાળી ચંદ્રકળા, શીદ હું પહેરું ?
હાર મારે ગળે, શીદ હું વાંકી વળું ?

પગમાં ઝાંઝર, શીદ હું ડગ ભરું ?
બાહર બેઠા છે મામાજી, શીદ હું વાત કરું ?
દોઢિયાનું તેલ, શીદ હું લાવું ?

દોઢિયાનું તેલ, જઈને હું લાવી.
સાસુજીએ માથું ચોળ્યું, નણદીએ વાળ ઓળ્યા
સસરાજીએ દાઢી કરી.

વધેલું તેલ ઢાંકી મૂક્યું
ઢેલડીનો પગ લાગ્યો
સીમડામાં રેલો ગયો
એમાં હાથીડો ડૂબી મર્યો.

# ફેરનાં ગીત

## 1

ચાલોને સૈયર, નાગનું દર
નાગોબાને ચાંદલો કરવા ચાલો
તાજી ધાણી વણજો જી વનવગડે આવો જી
આવોને સૈયર, આવોને બેની
તેલી હો કે તેલીના તંબોળીના
વાણિયાણી આવો ને નાગરાણી આવો
આવોને બેની, સૌએ આવો.

પગલે પગલે ફૂલડાં વેર્યાં
ચાલો ને સૈયર, આવોને બેની
નાગોબાને ચાંદલો કરવા ચાલો.

નદીને કાંઠડે બેઠો દામાજી સોનીડો
બંગડીનાં જોડ એણે ઘડાવિયાં
લેને દીકરી લેને બેની
શીદ લઉં હું દાદાજી? ઘરમાં નણંદ જેઠાણી જી
થશે અદેખાં જાણજો જી.
આવો ને સૈયર આવો ને બેની.

નદીને કાંઠડે બેઠો દામાજી સોનીડો
એણે ઘડિયો કોલ્હાપુરી હાર જો

બેનડીએ પે'ર્યો બેની ગઈ નાગને દર જો
નાગે પકડ્યો છેડલો, છોડો નાગદેવ મારો છેડો
ધણી આવશે મારો દેવડો. ચાલો ને સૈયર, આવોને બેની.

2

ખુળખુળ મિરીના જાળી, કૃષ્ણ રમે છે દડો-ગેડી
સોનાની વીંટી ને સોનાનો દડો, કૃષ્ણ ખેલે, દાવ માંડો
ગેડી વાગી દડામાં, દડો રાઈના વાડામાં
ત્યાંથી ગોવાલણ આવી રાઈ, કૃષ્ણને ઉપાડી ચાલી ગઈ
ત્યાંથી કિસ્નો નાસી ગયો, માની સોડમાં લપાઈ ગયો
મા મારી તને મા કહું, ગેડી-દડો અપાવ જો
રાઈ ગોવાલણ આવી ગઈ, ગેડી-દડો લઈ ગઈ
મા ઘેરથી ઊપડ્યાં, રાઈ બાઈને વાડે ગયાં
રાઈ રાઈ ગોવાલણી
ગેડી-દડો મારા દીકરાનાં
ફોઈબા તમે શીદ આવ્યાં ?
જેનો હોય તેને મોકલજો
ત્યાંથી કિસનો ઊઠિયો, ગયો બાપાની પાસ
બાપા બાપા કેવો ત્રાસ, ગેડી-દડો મારો ઉઠાવિયો.
રાઈ ગોવાલણ આવી ગઈ, ગેડી-દડો લઈ ગઈ
બાપજી ઊઠી ચાલવા લાગ્યા, રાઈ ગોવાલણને વાડે ગયા
અરે એ બાઈ ગોવાલણી
લાવ ગેડી-દડો મારા કૃષ્ણનો
તમે શીદ આવ્યા મામાજી
જેનો હોય તેને મોકલજો.

એવી રીતે ઘરનાં બધાં જ સગાંવહાલાંને કૃષ્ણે રાઈ બાઈને ઘેર દડો લેવા મોકલ્યાં છે અને આખરે ગીતના અંતમાં —

ત્યાંથી કૃષ્ણ નીકળ્યા, ચાલ્યા ગોવાલણને ઘેર જી
રાઈ બાઈ મારો ગેડી-દડો આપ જી
આવોને રાય ઘરમાં આવો
આવ્યો જો ઘરમાં જી
આપો મારો દડો જી

આપું તમારો દડો જી
આ બેઠો ઢોલિયે જી

મારા હાથનું પાન લ્યો
આપ મારો દડો જી

મારા હાથનું પાન લ્યો
ખાધું તારું પાન લે

આપ મારો દડો જી
રાઈએ આપ્યા ગેડી-દડા

વનમાળી રાજાના રેડ થયા.

3

ગંગા-જમનાનો ઘાટ જી, માથે પાણીની હેલ જી
રાધા તારો રંગનાથ, કૃષ્ણ થયા દિંગ જી.

પગમાં ઝાંઝર સાંકળાં, કડલાં ને વળી વળિયાં
રાધા તારો રંગનાથ, કૃષ્ણ થયા છે દિંગ જી.

ગળે પૂતળીની માળા, હાર સોનાનો ઝળહળ
રાધા તારો રંગનાથ, કૃષ્ણ થયા છે દિંગ જી.

નાકમાં વાળી મોતીડાંની, ઉપર ચૂંક હીરલાની
રાધા તારો રંગનાથ, કૃષ્ણ થયા છે દિંગ જી.

ભાલે ચાંદ ઝળકયા, નેણલે અમૃત પલકયાં
રાધા તારો રંગનાથ, કૃષ્ણ થયા છે દિંગ જી.

# સંસ્કાર ગીતો

## 1

જમનાને તીરે, ગાયો ચરે, રાખે કૃષ્ણ મુરારે,
હો જી ગોકુળની નારી,

ગાયને માથે, મોટાં શીંગ, જેવાં મહાદેવજીનાં લિંગ
હો જી ગોકુળની નારી,

ગાયના પગની મોટી માંડો, જેવો પાલખીનો દાંડો,
હો જી ગોકુળની નારી,

ગાયના પાતળિયા હો કાન, જેવાં નાગરવેલનાં પાન
હો જી ગોકુળની નારી,

ગાયનાં હો ગળાં, જેવા મહાદેવજીના મળા
હો જી ગોકુળની નારી,

ગાયના મોટા છે આઉ, ગાય દોહે સેવક બહુ
હો જી ગોકુળની નારી,

ગાયને ગળે મોટી દોરી, રસ્તે સૌને હાથ જોડી
હો જી ગોકુળની નારી.

## 2

આંગણીએ કઢે દૂધડાં, પીળી સાહી જેવાં દૂધડાં
આવોને ગોરી માવડી, આટલું જમીને જાઓ જી
હવે તો માવડી શું કરું? બારણે ઊભા શંકર દેવ

શંકર છે રાજના ભોળા સાળા
નગરી છોડી ચાલ્યા ચાલ્યા,

નગરીએ ચડ્યા ધજાગરા, દિવેટો છે કપૂરની
દીવા બળે દિવેટમાં, કપૂર બળે આરતીમાં
ગોરમા આવ્યા પરોણા, રાત ખૂટે નહીં રમવામાં.

3

ભલી ભલી મા પારવતી, શબ્દે દુઃખ દૂર કરતી
સાંભળો દેવા મહાદેવા, શબ્દની લ્યો એની દવા
કોને એણે છોડિયા, કોને એણે બાંધિયા
કોને મહેલમાં લઈ ગયા ?
ગાવડીને મેં બાંધી, વાછરડો મેં છોડિયો
દૂધનો ઘડો મહેલમાં ઠેલિયો.
'શું રે લાડી વાસતાં હતાં ? શું રે તમે દાબતાં હતાં ?
કોને મોંએ વીંઝણો વીંઝતાં હતાં ?'
'બારણું હું વાસતી હતી, દેવતાને દાબતી હતી
દીવડા સામે જોઈ હું તો વીંઝણો વીંઝતી હતી.'
'કોને ગોરી વારતાં હતાં ? કોને તમે ડુબાડચાં'તાં ?
કોને ગળે હાથ નાખી તમે આગળ ચાલતાં હતાં ?'
'પાણીને હું વારતી હતી, ગાગરને ડુબાડતી હતી
ઘડાને ગળે હાથ મૂકી માર્ગે હું ચાલતી હતી.'
'કોને ગોરી આપ્યો હાથ ? કોને આપ્યો પગ ?
કોના પાટ પર બેસી તમે કરો છો હો રાજ ?'
'ચૂડગરને મેં આપ્યો હાથ, સોનીડાને પગ
મારા પ્રભુને પાટે બેસી કર્યું મેં તો રાજ.'

4

પાંચમને વારે, નણુદલ આવ્યાં છે હો ઘરે
પાસે નથી કશું, શું એ પહેરે કે ઓઢે?
મારું બધું આપ્યું, નણુદલ ઓઢો ને પહેરો.
કડાં ને પાટલા, માખણમાં ચોંટિયા
આપ્યાં મેં તો નણુદલને, સાંભળો સૈયર.
મોતીડાંની વાળી, હીરા તે જડેલી
દેખાવે રૂપાળી, મેં તો આપી નણુદલને
બધુંયે મેં તો આપ્યું, સુણજો સૈયર મોરી.
કમરનો પટ્ટો, ગળાની ચીંચ પટ્ટી
બધુંયે મેં તો આપ્યું, પહેરજો નણુદલ બા
સુણજો સૈયર મોરી,
કાળી ચંદ્રકળા, ગૂંથી મોતીડાં ભાતીગળ
આપી મેં નણુદીને, પહેરજો એની તમે
સુણજો સૈયર મોરી.

5

તળાવડીમાં ખીલ્યાં પોયણાં
એક એક પોયણું ભોળાંદેને ચડાવું
આવોને ભોળાંદે, વાજંતાં ગાજંતાં
એક એક વેલીને પોયણે ભરજો
તળાવડીમાં ખીલ્યાં પોયણાં
એક એક પોયણું, લક્ષ્મીજીને ચડાવું
આવોને લક્ષ્મીજી, વાજંતાં ગાજંતાં
એક એક વેલીને પોયણે ભરજો
તળાવડીમાં ખીલ્યાં છે પોયણાં.
એક એક પોયણું, સૂરજદેવને ચડાવું
એક એક વેલીને પોયણે ભરજો
તળાવડીમાં ખીલ્યાં હો પોયણાં.

## હાલરડું (દોહદ ગીત)

પ્રથમ માસે જીવ સળવળ્યો, ગર્ભિણીનો રંગ પીળો પીળો,
પિંડ ઘડાવે હરિ શામળો, હાલાં રે મારા વ્હાલા હાલા.
બીજે માસે પડ બંધાણાં, લીલી ચોળી પર ચમકે ચાંદરણાં
માબાપનાં મન આનંદમાં, હાલા રે....
ત્રીજે માસે જાણ્યું પતિએ ચાંલ્લો કર્યો સૌભાગ્યવતીએ
ખારેક ટોપરું ખોળામાં લેતી એ, હાલા રે....
ચોથા માસમાં કાઢું કર્યું, અભાવા થાય છે બહુ,
પાકા પાનનું બીડું બંધાવ્યું, હાલા રે....
પાંચમે માસે પાંચ ફેરા લઈ, બાળ દેવીને પગે લાગતાં,
ખોળામાં વેરેલાં મોતી ભરતાં, હાલા રે....
છઠ્ઠે માસે દેવની બાધા, સાડી-ચોળીના ખોળા ભરિયા,
પુત્ર આપો દેવ કુળના દીવા, હાલા રે....
સાતમે માસે દેવ પૂજિયા, પારણું બંધાવું મંદિરિયામાં,
સોનાનાં ઝાંઝર ઘરાવું દેવિયા, હાલા રે....
આઠમે માસે પ્રીત સંભારી, આરતી માતાની રોજ ઉતારી,
બાધાઓ મૂકી ભાવથી ભરી, હાલા રે....
નવમે માસે પેટમાં દુઃખે, દાયણુ આવે હરખે હરખે,
દાયણુ લાવે પોલાદી ઓજારો,
લીમડો કડવો ઉકાળો પીવડાવો, હાલા રે....
દસમે માસે સોળ જાયફળ, બાળના મોંમાં બાળગોળી,
બાળને લાગ્યો છે કળીનો વાયરો, હાલા રે....
અગિયારમે માસે મૈયર સીધાવ્યાં,
ઝભલાં ટોપડાં બહુ કરાવ્યાં,
પુત્રના ઓરતા પૂરા હો થયા, હાલા રે....
બારમે માસે બારસા થયા, સાજન માજન મોટાં તેડાવ્યાં
પોથી પુસ્તક મોટાં ઉથલાવ્યાં, નામ ગોવિંદ પાડે ફોઈબા, હાલા રે....

## પુરુષોનાં લોકગીત

દખ્ખણના બાલેઘાટમાં વસાવ્યું તુળજાપુર
ત્યાં મારાં અંબાજીનું મોટું મંદિર જી જી

દહીં-દૂધની ત્યાં નદીઓ વહે છે
મારી માવડીના વૈભવ સોહે છે જી જી

ગામેગામથી આવ્યા ચાંદીના દંડ
હાથમાં કડલાં સોનાના પગડબંધ જી જી

દંડમાં બાજુબંધનાં ફૂમતાં ફિટોફિટ
વાળીમાં જડયાં મોતીડાં ત્રણસો સાઠ જી જી

કિનખાબની ચોળી જરિયાન વાઘા
મારી માતાના શૃંગાર ઝગાહળાં જી જી

લાખ મણ તેલ બળે દીવડામાં
ખમ્મા ખમ્મા મારાં મોટાં અંબામા જી જી

તીરથને ઘાટે સરકારી ચોકી ગેટ
મારી માવડીએ આપી છે એને ભેટ જી જી

અંબામાને જમણે હાથે છે ભગતોનો મઠ
રમે સોગઠાનો પટ જી જી....

## ગોંધળ

પહેલા દીવડાનું કવન, દીવડો જે જે ગજાનન
પેર્યો પીતાંબર જરીનો જી, ટાળ મૃદંગ લીધા જી
સૂર સંબળ મૂકયા જી, તિલક સોહે લલાટે જી
કેસર કસ્તૂરીનું તિલક, ચંદન ચોળ્યું શ્રીઅંગે જી
આવ્યા ગોંધળ કરવા.
બીજા દીવડાનું કવન, દીવો સૂર્યનારાયણ
સોળ કળાનું તપન, વ્યાઘ્રાંબરનું ઓઢણ
સૂરજ દેવ સાવધાન, એનું કરવું સ્મરણ

આવ્યા દેવ નારાયણ માવડીના ગોંધળને કારણ

ત્રીજા દીવડાનું કવન, કોટિ દેવોનું આગમન
સાથે આગિયો વેતાળ, દેવ કાનડો મલ્હાર
હાથમાં હળદરની વાટકી, ઉદો ઉદો ગીત ગાતાં
સાથે ગોંધળમાં રમતાં

ચોથા દીપનું આ ગીત, માતાના પરશુરામ
પરશુરામ બાણાવળી, એણે માર્યા સહસ્ત્ર વીર
સોનાનું નાળિયેર, હાથમાં મશાલ, છાબડી
ભિક્ષા માગંત ભગત, બાધા રાખી છે હો માત
ગાય છે ગોંધળનાં ગીત.

પાંચમા દીવડાનું ગાન, પાંડવકુળનો અર્જુન
તેનાં મોટાં ધનુષ્યબાણ, પાંચ ભાઈ એક મન
સાથે પાંચાળી સુજાણ, આવ્યાં ગોંધળને કારણ

### વાઘ્યામુરળી

ખંડેરાય ભોળા દેવ, તમ ચરણે મારો ભાવ જી
મને ગમે તમારો સાદ જી

કદી નિદ્રા બે ફેરાની જી, યાદ આવે બાનુબાઈ નાર જી
છોડો ને તમે રીસ જી, પકડી રાખો છો શીદ આ જીદ જી

ઘડી આવી છે આનંદની જી, દાસી ઊભી છું ચરણની જી
મને ગમતા તમારા ગુણ જી, તમ ચરણે મારો ભાવ જી

### કોશનું ગીત

ગોવાળ મારા ગોવાળિયા
ખોટનો છે મારો બાળ ગોપાળ.

ફૂલરણ તે શહેરમાં રામની મૂરત
પાસે સીતાજી ફુવારા ઊડંતા

મહાદેવ શિંગણાપુરમાં બળીનું મંદિર
અખંડ દીપમાં બળતું ત્યાં તેલ.
મારી તે વાડીમાં બળદની જોડ
જાણજો જોડલાં પક્ષી છે ગરુડ
હોંશીલા મરદને ઓરતા તે થયા
બળદને જોરે આંબા-જાંબુ વાવિયા
માળીડાની વાડીમાં માળી બેઠો એટલે
માલણને બોલાવે દઈને સાદ જી
ઉભાળેથી પાણી જતું, શેરડી સાથે એરંડો
ચળકે કંકુના કરંડો
ખોટનાં ઢોરઢાંખર મારાં
વધતાં રહો ને ફાલતાં રહો.

### ભાલરી ગીત

ગાડીવાળા વીરા તારા બળદ ખોટના
ઘૂઘરની માળા ને ઝૂમતાં રેશમનાં
બાગમાં છે બંગલો લીલા તે રંગનો
મહીં પાંજરે ઝૂલે રાઘૂ ને મેનાનો
લાડલી નાર ઝૂલે હિંડોળો મજાનો.

### સુંબરાન (સંભારણું)

'સુંબરાન' માંડ્યું મેં તો 'સુંબરાન' માંડ્યું
સમરું છું દેવ મારા વિરોબા દેવને
ધરતી માતાનું મેઘુલા પિતાનું
ચાંદા-સૂરજનું વીરા એ બેઉનું
સાંભરણું મારા કૃષ્ણા કોયના ભાભીનું
સુરીલા બાળુડાનું અવતારી મહાત્માનું
સ્મરણ માંડ્યું કાશીલિંગ વિરોબાનું
ભાયાસુર વનમાં હિવરાના બનમાં

ચાર ગામને ચૌટે ને ત્રણ ગામને સીમાડે
સાંભરણું ગાયું મેં, કાશીલિંગ વિરોબાનું.

એ જ મારા ધ્યાનમાં ને એ જ મારા મનમાં
ઓરવાડના રાનમાં, ઓરવાડના વનમાં

ઢાલ ગામનું બજાર ને નાગ ગામનો પાડોશ
આગળ તાડ ને પાછળ માડ

તાડને તળિયે નાગનું દર
દરની જગ્યાએ બેઠા એ ધ્યાનમાં

સાંભરણું માંડ્યું મેં વીરોબા દેવનું
અડધી તે રાતના અંતરસ ગયું બેનીને

મા જણ્યો નાનકો ચિંતા એની બેનીને
નાનકો ઊઠી મોટો થયો એના લગનનો વિચાર કર્યો
દેવીએ ધાર્યું મનમાં લગન થશે એના ઠાઠમાં
અડધી તે રાતે ચાલ્યા મૈયરને વાટે
ગઈ દેવને દ્વારે આવો બંધુની વહારે
દેવ પોઢ્યા છે ઊંઘમાં એને કોણ જગાડે મા
બેનીએ કરી જુગતી સોનાની પંચારતી
બાખરાનો ધૂપ હિંગળોક જેવું કંકુ

ધૂપ કર્યો, દીપ કર્યો, હર હર નામનો ગજર કર્યો
ચાંગભલા બાઈ ચાંગભલા વીરોબાના ચાંગભલા
ધૂપની સુગંધથી દેવ જાગ્યા ઊંઘમાંથી
મુખ પરથી શેલું કાઢ્યું દેવે એની આંખ ઉઘાડી
ઊઠીને બેઠા થયા બેની જોઈ રાજી થયા
અડધી રાતે બેનીબા શું થયું તે આવિયાં
ચિંતા મારા જીવની નાનકાના તે લગનની
જાસુદની દીકરી ઉગમણીએ ચાલી
ચાલી તે ગઈ દેવ ચાલી તે ગઈ.

સંભારણું માંડયું મેં તો વિરોબા દેવનું
આડો ખાનદેશ ને ઊભો માણદેશ
ઘોડામુખા દેશ ને બકરામુખા દેશ
શોધી શોધી થાકયા સગા ના જડિયા
જાસુદ(વેવાઈ)ની દીકરી કયાં જઈ સંતાઈ
ઘૂંટણિયે માથું વાળી ચિંતા મન બાળી
હવે શું કરવું? હવે કયાં જવું?

જાસુદની દીકરી આવી એવી ગઈ
આવી એ ફરી ફરી પાસેના ગામમાં ગઈ

એનીનો જીવ રહે નહીં, ધીરજ એ ખમે નહીં
ગોખે એ ચડી ચડી નજર નાખે ઘડી ઘડી
છેડલો હલાવતી સાદે બોલાવતી
ગોતી એણે કાઢી તરત લાડી તેડી

વાત કરો, સગાઈ કરો, બીજી વાત કાને ન ધરું
તમારે હાથે સંદેશો આપો જાસુદને જલદી તેડાવો

આથમણી દિશાએ જાસુદ ચાલ્યા જાય
એના મારગમાં ચૌદ ચાળણી કોંકણમાં

અઢાર બાગલાણ નવ લાખ તેલંગણ
કાશી ખંડે જઈને કાશી ખંડેથી આવીને
શોધ્યા જડે નહીં, જાસુદ દેખાય નહીં
જાસુદની દીકરી ચિંતામાં પડી

હવે શું કરવું હવે કયાં જવું
નિર્વાણીને સમે પ્રસંગને સમે

ગઈ એ વાટે પાછી જઈ ભેટે
દેશ કોંકણ તુળજાપુર પાટણ

તુળજાપુરનાં અંબિકામા તમે અમારાં કુળદેવી
દર્શન દેજો અંતર ખોલજો દેવી

દારુણ રૂપ ધરિયાં અંબા દેખાય ડોસીમા
માથે મૂકી ટોપલો જાય અંબામા છાણાં વીણવા

છાણાંનો ઢગલો રસ્તા વચ્ચે બેઠાં કરવા
જાસુદના છોરુએ ઢગલો જોયો છાણાંનો

ચાલો ચાલો માડી મારે ઘેર પાણી આપું પીવાને
દેવી ચાલે આગળ, છોરું જાય પાછળ પાછળ

દેવી ચાલે આગળ વગડા વચ્ચે માળા માળાને છેડે ગુફા
બેસવા પાથર્યું પાથરણું પાટલો મૂકચો ચંદનનો

બે લોટા પાણી આપો જાસુદના છોરુને
સૂરજના તેજમાં દીવાને અજવાળે

અંબા વાંચે સંદેશા કેળાનું નગર
નગરને જોડે દિપવળ શે'ર નગર

દિપવળ શે'રનો રાજા, રાજાને ઘેર કન્યા
રાજાની કુંવરી પણ કામમાં સારી

છે બહુ શાણી કન્યા બહુ ગુણી
પાશેરનો રોટલો અને પાશેર પાણી

સૂરજનું તેજ અને મંકોડીનો માજ (વટ)
એણે કર્યો પણ છે કઠણ ઘણો
ઊડતી માખીનો ડોળો વીંધે એવો વર મને ગમે.
શોધી શોધી થાકચાં એવા વર કચાં પાકચા ?
આ ગામને પેલે પાર ઉગમણીને કોર
સવા કોસની શિલા ત્યાં જઈને ખોળો.
શિલા જે ઉપાડે તેને કન્યા વરાવું.
બેની ગયાં દેવને દ્વાર દર્શન કરી કરગર્યાં
કાશીલિંગ વિરોબા દેવ ઊઠી ચાલ્યા
મારગ જાતાં ભોંયરાં ઉઘાડચાં ઘોડાના ડાબલા

ઘોડો પારખી લીધો દેવે પોતે શોધ્યો
ચારે પગ સરખા કપાળે ચાંદવા
નાભિમાં હીરો ને ભાલમાં ચીરો.
પૂંછ ભરાવદાર છેડે ફૂમતાં બેચાર
સાંકડું એનું મોં ભૂરાં એનાં નેણ
બાબરા એના હોઠ ઘોડો ગમ્યો એ દેવને
ઘોડો સાત ખોટનો સોનલ પગલાંનો
ઘોડો કાઢયો શોધી દેવે લીધો પારખી
ચામડાની લગામ મખમલનાં જીન
માથે ફૂલ હાર પીઠે સુંદર ચીર
નારંગી જામો ને દેવ અસવાર
માથે છોગું ને વળી મોડ હાથે કડલાંની જોડ
સોનાનો કંદોરો કમરે ઝૂલંતો
મોતીનો તોરો છોગામાં શોભંતો
વર તે નટવર રાજ ઘોડે ચડયા દેવરાજ
માવડીએ પાયાં અમૃત તે સમરી
ઘોડો દોડાવ્યો દેવરાજ.
ગામને સીમાડે લગામ ખેંચિયો
સાત કૂદકા મારી સોનલવરણો ઘોડલો
કૂદ્યો, કૂદ્યો ને ગયો કૈલાસ વરે
વાયુનો સુત બહિરોબાનું રૂપ
આભમાં ઊડે ધૂળના ગોટા લોકોને મન નવલ મોટા
મુંજાલ રાજાના રાજમાં લોક પડયા છે મૂંઝવણમાં
નળિયાં તૂટયાં ને હાંલ્લાં ફૂટયાં
દેવ ગયા બારણે માડી નહોતી આંગણે
દેવ મૂંઝાયા રે કયાં જવું મારે
શું રે કરવું શીદ કહેવું
રાજરી માલણ સામે ગઈ દેવને લઈ ઘેર ગઈ

કોણ છે મારે બારણે કોણ છે મારે આંગણિયે
ઓશરીમાં સૂતા દેવ પૂછે માળીડો તતખેવ
તારો ટાંટિયો તોડું તારી ડોક જ મરડું
દેવને થયું શું સગપણ કહેવું
દેવે ભંડારો ઉછાળ્યો પડિયો ઘીનો ઊભરાયો
દેવને ભોગ ધરાવ્યા દેવે ધરાઈને આરોગ્યા
દેવનું ભરાયું પેટ, ત્યાં માલણનું ચડયું છે પેટ
માલણ ગઈ ફૂલ વીણવા દેવને કહે બેસો હેઠા
અઢાર સહસ્ર દાનવ દોડી ગઈ માલણ
દેવ ગયા પાછળ વેર્યો ભંડારો આગળ
ભંડારાની મૂઠ પડે ત્યાં રાક્ષસ મૂઆ
બાગ છોડી નાઠી બચ્યા એટલા છૂટયા
દેવ ગયા બાગમાં દેવ ફરે આમતેમ
આ બાજુ શેવંતી ફૂલે ક્યારા મોગરા
ભાત ભાતનાં ફૂલડાં ભગવાને તોડિયાં
મધડાં લેવાને કામળો પાથર્યો
ફૂલડાંનો સાળુ પ્રભુએ ગૂંથિયો
પાલવડે એના ભાત પાડી બેનડી
એક હતી માવડી પાંડવોની દ્રૌપદી
રામજીની સીતા અને ઈશ્વરની પારવતી
પાંચ પાંચ બેની વચ્ચે હસ્ત દેવના
સાળુની ગડી વાળી ફૂલડાંની ગૂંથી ચોળી
જમણી બાંયે રાધૂ મેના ડાબા હાથે ચોડયા હીરા
ચાંદો-સૂરજ પીઠ પર ચોડયા એની ચોળી પર
વધ્યાં એ ફૂલડાં છેડલે બાંધિયાં
દેવ આગળ ચાલ્યા બાગ બહાર આવ્યા
દેવ પહોંચી ગયા માલણ ને પાસ
બટવામાં છે હાથ ભંડારાની મૂઠ

રાક્ષસ પર ફૂંકી રાક્ષસને મારી
મોહિની જાળ કાઢી દુનિયા થઈ ઘેલી
જાળ જેવી નાખી માલણને શૂન્ય આવી
જેવી ઊઠી કે દોડતી ગઈ દોડતી ગઈ નાસતી ગઈ
કામાબાઈને ઘરે ગઈ
ફૂલફગરનો સાડલો ને ભર્યા ભરતની ચોળી
દેખી કામાબાઈ ઢળિયાં સતી મૂર્છામાં પડિયાં
દેવ પડચા ધરણીએ કામાબાઈની માયાએ
કામા મારી ગુણવંતી કામા મારી રૂપવંતી
તારી ડોક તૂટે તારું માથું ફૂટે
ભાણામાં ભેળવી રાખ મારું અન્ન કર્યું ખાખ
વેરીએ વેર વાળિયાં સર્વનાશ કરિયાં
ગાળોનો ઉતાર ભગવાન કરો હવે વહાર
વિરુદેવ બોલિયા માશીને કહું
માશી ગાળ બોલિયાં ડોક તારી મરડું
ચાલ્યો જા ચાલ્યો જા તારે રસ્તે પડી જા
પુણ્ય તારાં પરવરિયાં મારાં ધાન પરહરિયાં
દુકાને જઈ સોનીડા તેડાવ્યા
દાગીના ઘડાવ્યા મહાવસ્ત્રો લેવડાવ્યાં
સૌભાગ્યના અલંકાર લાવો લાવો શણગાર
અગિયાર વરસની ઉંમર અગિયાર પૂરાં
બાળ કાયા કુમળી ઝંડારા વડે થઈ છે પીળી
ભગવંતની કાયા એનાં પ્રકાશ પડિયાં
સૌભાગ્ય શણગાર ભગવાને લીધા
ઘોડાના ગધેડા એની જ એ લીલા
ઉકરડે છોડચા દેવ આગળ ચાલ્યા
ગામનો સીમાડો ત્યાં પાણીનો હવાડો
ત્યાં જઈને બેઠા જુએ હવાડાના કાંઠા

નગરની નારી ત્યાં પાણી ભરવા આવી
ડોકરો ક્યાંથી આવ્યો ગાળો દઈ વધાવ્યો.
ત્રણ માસનો બાળુડો રૂપ લીધાં છે નવલાં
ભાથું લઈ જાય ખેડુનું ખેતરે
ચૂડલાના તાને ગોરી ભૂલી ગયાં ભાન
શામળાનું ભાથું મગનિયા કને
ગમનનો રોટલો મહાદાને ઓટલે
ચૂડીઓના તાનમાં અદલબદલ થાય
ઠાલા ઘડા કેડમાં ગોરી ઘરે જાય
ભરેલા ઘડા લઈ હવાડે દોડે
ચૂડા કેવા હારા બોલે બધાં બૈરાં
નાર ભેગી મળી મૈયર ઘરની દીકરી
તે સાસુની વહુ ગભરી વીરાની બેની
માવડીને કહીશ એવો જ ચૂડો લઈશ.
સાસુજીને કહીશ એવો ચૂડો લઈશ.
ભગવાનની પાસે ગઈ બધી નાર
ચૂડાનાં શાં મૂલ કહો ને ચૂડગર
ભરો મારા ચૂડા કહો મને મૂલ.
વિરુદેવ બોલે આંકડો છે મોટો
અઢાર હજાર રૂપિયા ગણવા
જે ચૂકવશે પૈસા એને આપું ચૂડીઓ
સામે ધર્યા'તા હાથ લીધા પાછા
પોતાને કામ નારી ચાલી ગામ
પગમાં ઝાંઝર, હાથમાં કડલાં
સોનેરી વાળ, નાક છે સરળ
દાડમના દાંત, અમરતના બોલ
જાય વાજતેગાજતે બાળુડાનાં માન
વાજિંત્ર સાંભળી સરવા થયા કાન

નેત્ર ઉઘાડીને જુએ છે ટકટક
કોઈ કહે છે ઊંટ પર, કોઈ કહે હાથી પર
કોઈ કહે છે મેણામાં કોઈ વળી પાલખીમાં
મુંજાલ રાજાના મનમાં બહુ પ્રેમ
નથી જોઈતાં ઊંટ, નથી લાવવા હાથી.
લાવો લાવો મારી પાસે બેસશે મારી સાથે
રાજા પાસે ઘોડા પર બેઠા દેવ વિરુરાય
મોતીડાંનો તોરો માથે હાલતો જાય
વીરુ મારો દેવ બોલે મનમાંય
ઘોડાના પગમાં ભેરવ્યો છે પગ
રાજાનો ઘોડો પડ્યો રસ્તામાંય
મોટો આવ્યો છે ખવીસ કોણ છે આ ખવીસ
વૈરાળની વાડી દોડાવી ત્યાં ગાડી
વૈરાળ વાડીમાં દરની માટી
દરની માટીના ચૂડા ઘડાવ્યા
ચૂડા ને હાર એણે લટકાવ્યા
વૈરાળ ચૂડગર હવે એ થયા
ફૂલાબાઈ માલણ ફૂલાબાઈ માશી
બાંધેલા પાલવ પર લંગર કેળની
માથે હેલ છે પાણીની માલણ સામેથી જતી
ચૂડો એણે જોયો મન એનું મોહ્યું.
ચૂડો મારે ભરવો મૂલ એનું કરો.
વીરુદેવ હવે રમતે ચડિયા
ટીખળ કરી દેવ એ બોલિયા
ચૂડો નથી મફતનો માલ છે વેચાણનો
ચૂડો જે પહેરે એનો ધરમ વરવાનો
ફૂલબાઈ માલણ ક્રોધે ભર્યાં
ડોક તારી મરડું માથું તારું ફોડું

વાળ સામે તો જો પછી બોલ મોં
ન જોયો હોય મોટો ચૂડા વેચવાવાળો
માલણુ ચાલ્યાં ઘરે ઘડો ઠાલો પડે
માલણુ ગઈ કૂવે કેળ કળી સામે
લેવા ઉપાડયો હાથ ત્યાં ઘડો નથી સાથ
મૂઓ ચૂડાવાળો મારો ઘડો ફોડી નાખ્યો
કરી તકરાર ગઈ રાજા ઘેર
કામા તે બાઈ ગઈ એને મળવા
કહેવા તે લાગી, બોલવા તે લાગી
ચૂડા બહુ રૂડા તમને કેવા શોભે
હાથમાં સમાય એટલા પહેરાય
દાસી રૂડી બે જણી કરી તૈયાર હો બેની
કામા તે બાઈએ મોકલી દાસી એ
ચૂડગરને તેડાવો ચૂડા તે પહેરાવો
આમ નહીં આવું તેમ નહીં આવું
વાજાં વગડાવો પાલખી મગાવો.

શરણાઈને સૂરે ઢોલને તાલે
વાજંતા ગાજંતા મલપતી ચાલે

વર શણુગાર કરે વર ગાલમાં મલકે
ચૂડાની માળા લીધી સાથ સુંદરા
મેણામાં રાખી પાલખીમાં મૂકી
કાશીલિંગ વિરોબા કાશીલિંગ વિરોબા

ડોલતાં ચાલે મલપતી ચાલે
આગળ વરરાજા પાછળ જાન આવે.

કામાબાઈની ગુફામાં ગયા દેવ
જઈને કરી લીલા વિરોબા મારા દેવ

કાશીલિંગ વિરોબા બોલે મીઠા બોલ
કામાબાઈને કહો ચૂડા ભરવા ચાલો

કામાબાઈ કહે ચૂડો મને સોહે ?
શોભે તો આલો એનાં મોટાં મૂલ

દાંતનાં તે ખોખાં એમાં ચૂડલા જડિયા
રમતિયાળ મારા દેવ રમત માંડીને બેઠા

ચૂડો નાનો ઘડાવિયો હાથમાં ભરાવિયો
અરે વૈરાળ તું કેવો ચૂડો હાથમાં વાગિયો.

વૈરાળ ભાઈ કહો વીરા તને ભાઈ કહું
ચૂડો હાથમાં વાગે ચૂડો ઉપર ના ચડે

ચૂડલાનો ગાળો કેમ કરો ભૂલો ?
શાની થઈ ભૂલ કહું કે નાર ?

લઈને હળદર હળદરની ગાંઠ
ધોળા રંગદાર ધાગા લીધા આઠ

હળદરની ગાંઠ ધરો તમારો હાથ
કંગના બંધાવો પછી ચૂડલા ચડાવો

ચૂડો હાથમાં વાગે, ચૂડો ઉપર ના ચડે
ચારે ખૂણે ચાર લોટા હવે મૂકો

ધાગાથી બાંધીને ચોરી એની કરો
પાટલે બેસીને ચૂડલો ચડાવો
ચૂડો હાથમાં વાગે, ચૂડો ઉપર ના ચડે
ધોળો તે સાલ્લો ફૂલની ભાતનો

ફૂલના ભરતની ચોળી તે પહેરો
ખોળો ભરવાને શ્રીફળ લઈ આવો

પાંચ લીંબુ વધેરો, પાંચ લીંબુ ચડાવો
બે લીંબુ પાછળ મૂકો બે લીંબુ આગળ મૂકો
એવે તે સમે ગાંડો ઘેલો ગોર
પોતડી પહેરી પાંચ પંચને લાવ્યો

ચોખાની થાળ દોરડાની ગૂણ
દોરડાં ગળામાં પહેરાવો વછેરો ગાયનો લાવો
ચૂડો પહેરવા ચાલો ગોરી હવે આવો.
વછેરો તેડાવ્યો ગોરીએ ચૂડો ચડાવ્યો
ઢોલ વગડાવ્યાં તાસાં વગડાવ્યાં
શબ્દ એના ગયા ઊંચે ગગનમાં
પાંચ પંચ પછી ચોખા ચડાવે છે
ગાંડોઘેલો ગોર મંતર ભણે છે
કાશીલિંગ વિરોબા નાસવાનું કરે
ચૂડો લઈ ભારે ખંભે તે ઉપાડે
માણસોની ભીડ વચ્ચેથી એ દોડે
કામા તે બાઈએ હાથ જોઈ લીધા
સોનિયાનાં કડાં લીલાંછમ થયાં
ભંડારાના ચૂડા સાલ્લા ઉપર રહ્યા
પણ છે મારાં ત્રણ : પણ કહો –
ફરતું ચક્કર ચક્કર જે ભાંગશે
ઊડતી માખીની આંખ જે ફોડશે
વિરોબા દેવે બંદૂક ઉપાડી
ફરતું ચક્કર ભાંગીને માખીની આંખ ફોડી.
કામાબાઈ કહે ગામને છેવાડે
ત્રણ તાડ ઊંચી નવ તાડ લાંબી
શિલા જો ઉપાડી વર એ માનું માડી
ગયા શિલા પાસે કરી મનની વાત
સત્ત્વધારી માડી સત્ત્વધારી ગંગા
બળ મને આપો શક્તિ મને આપો.
વિરોજી મારા દેવ ડાબો મેલ્યો પગ
અંગૂઠાનો નખ શિલા હલે નખશિખ
સૂરજને મોંએ શિલા જઈ ચોંટે
અંધારું થયું ઘોર અંધારું ચારે કોર

ચકલડી કકળે પંખેરુઓ ઊકળે
મુંજાલ એ રાજા દેવને વીનવે

ચૂડગરની સગાઈ નથી સારી ભાઈ
આટલા વૈરાગને હાણજો ચૂડગરને મારજો

મોટા બળાવંતા મલ્લ દંડ ઠોકતા
પરવત ઉપાડી ડુંગરા ઉપાડી

નાખ્યા દેવને માથે મોટે મોટે હાથે
સુરવંતીના બાળ મારા વીરુદેવ

એણે છોડયાં બાણ બધાંને તું હાણ
બધાં નીચે પડયાં દેવ ઊંચે ચડયા

વિરોજી મારા દેવ છોડે છે મોટું બાણ
ઘૂંટણે બાણ તાકયાં ઘૂંટણ તોડી નાખ્યા

કામાબાઈ શાણાં પોતાને ઘેર ગયાં
કઈ જાતનો એ હશે વિચાર એણે કર્યો

એણે પણ જીત્યાં, પિતા એને મારે
એમાં જો એ મરે મરવું પડે મારે

કામા તે બાઈએ લડાઈને સામે
ગામને છેવાડે આગ જો લગાડે

કાશીલિંગ વિરોબા ઘોડો એણે છોડયો
બટવામાં હાથ નાખ્યો ભંડારો મૂઠી નાખ્યો

ઘોડાની થઈ માખી ભંડારાના ગુણ દેખી
કામા તે બાઈએ સ્નાન પછી કર્યાં

ભીનાં કપડાંથી કાઢયાં ખાઈમાંથી
ચાર ગાડાં કાઢયાં પાંચમા ઘેલાએ

કામા તે બાઈને ઉપરથી ઝીલ્યાં
ઘોડે તે ચડીને જાય છે એ ચાલ્યાં.

# લોકસંગીત

## પત્રિકા

### 1

| | |
|---|---|
| નેત્રીંચે અંજન | હાતાચી લેખણી |
| પત્રિકા રુક્મિણી | લિહીતસે |
| લિહૂની પત્રિકા | દેઊ કોણા હાતી |
| યાવેં રાતોરાતી | યાદવરાયા |
| યેઊની ઉતરાવે | અંબિકેચ્યા સ્થળી |
| શિણુગાર પાઠવાવા | રુક્મિણીશી |
| અંબિકેચ્યા ગળા | નવરત્નાંચ્યા માળા |
| વર દે ગ સાવળા | દ્વારકેચા |
| કૃષ્ણાજી સારીખે | વર દે ગ અંબિકે |
| મોત્યાંચે ઝુમ્બૂકે | વાહિન તુલા . . . |
| વાજંત્રી તનમને | ઊડતી ગગન્ને |
| વર્ષતી મેઘન્ને | વસંતેસી . . . |
| માંડવાચી શોભા | ફાકલીસે પ્રભા |
| ભિમંકી પદ્મનાભા | સમર્પીલી . . . |

તાલ – કેરવા

| | | | |
|---|---|---|---|
| પં નીં સા રે ગ રે | સા રે નીં સા ડ | સા રે મ ગ રે | સા સા રે રે રે |
| – – ० ० ० ० | – ० ० – – | – ० ० – – | – ० ० – – |
| ૧ + | ૧ + | ૧ + | ૧ + |
| ને ત્રીં ચે . . . | અં જ . ન . | હા તા . ચી . | લે ખ . ણી . |

| | | | |
|---|---|---|---|
| રે રે મ ગ રે | સા રે ગ રે નીં નીં | સા રે ડ મ રે સા નીં | સા ડ ડ ડ |
| –० ० – – | – ० ० ० – – | ० ० – ० ० ० ० | – – – – |
| ૧ + | ૧ + | ૧ + | ૧ + |
| પ ત્રિ . કા . | રુ ક્મિ . . ણી . | લિ હી . ત . . . | સે . . . |

[આ ગીતનું દરેક પદ આ રીતે જ ગાવાનું છે.]

**અંગ**

2

પાલખ પાળણા મોત્યાંચા ખેળણા
જોજવીતે બાઈ માઝા લાડકા ચિમણા

શિંપાંચા મળા બાઈ સ્વાતીનં શિંપલા
મોતી મોતી ટિપુન તુઝચા છતાલા ગુંફલા

પાલખ પાળણા મોત્યાંચી ગ દોરી
લાડકયા રાજસાલા નીજવી શ્રીહરી

પાલખ પાળણા ખેળણાં પ્રકારાચા
બાળાચા મામા બાઈ મૈતર જિનગારાચા

સાગર સાંડૂની માણીક ધુંડૂની
ચંદ્ર સૂર્ય જડવીલે ઉવિલ્યાશા ગગની

તાલ–કેરવા

| | | |
|---|---|---|
| રે રે ગ મ ડ | ગ ગ રે સા સા સા | સા રે ગ રે સા |
| – ० ० – – | – ० ० – ० ० | – – ० ० – |
| પા લ . ખ . | પા ળ . ણા બા ઈ | મો ત્યાં ચા . . |
| ૧ + | ૧ + | ૧ + |

| | | |
|---|---|---|
| સા સા રે રે ડ | પં નીં નીં નીં | નીં સા રે ગ |
| – ० ० – – | – – – – | – – – – |
| ખે ળ ० ણા ० | જો જ વી તે | બા ઈ મા ચા |
| ૧ + ० | ૧ + ૧ | + |

| | | |
|---|---|---|
| સા રે ગ | રે સા નીં | સા સા સા ડ |
| – – ० | ० ० ० | – – – – |
| લા ડ કા | . . . | ચિ મ ણા . |
| ૧ + | | ૧ + |

[આ ગીતનાં બધાં પદો આ રીતે જ ગાવાનાં છે. આ ગીત ગાતી વખતે મનમાં વાત્સલ્યનો ભાવ ભરપૂર હોવો જોઈએ. તો જ ગીત સાંભળીને કાનને સંતોષ થશે.]

## સંગીત ગોષ્ઠી

3

નદીચ્યા કડયિલા ગ બાઈ મી વાળૂ શેવાળિલી
ગ બાઈ મી વાળૂ શેવાળીલી

ત્યા બાઈ વાળૂચિયા ગ બાઈ મી ચિખલ બનવિલા
ગ બાઈ મી ચિખલ ·બનવીલા

ત્યા બાઈ ચિખલાચ્યા ગ બાઈ મી વિટા બનવિલ્યા
ગ બાઈ મી વિટા બનવીલ્યા

ત્યા બાઈ વિટાયાચી ગ બાઈ મી ચૂલ બનવિલી
ગ બાઈ મી ચૂલ બનવીલી

ત્યા બાઈ ચુલીવરી ગ બાઈ મી પાણી તાપવિલં
ગ બાઈ મી પાણી તાપવીલં

ચાંદીચ્યા ઘંગાળાત ગ બાઈ મી પાણી વિસણિલં
ગ બાઈ મી પાણી વિસણીલં

કાચેચ્યા ન્હાણીમધ્યે ગ બાઈ મી બાલક ન્હાણીયિલં
ગ બાઈ મી બાલક ન્હાણીયીલં

જરીચ્યા રૂમાલાનં ગ બાઈ મી બાલક પૂશીયિલં
ગ બાઈ મી બાલક પુશીયીલં

રંગાત પાળણ્યાત ગ બાઈ મી બાલક નિજવિલં
ગ બાઈ મી બાલક નિજવીલં

આકાટ્યા શેકાટ્યાંની ગ બાઈ મી પાળણા લાંબવિલા
ગ બાઈ મી પાળણા લાંબવીલા

તાલ–કેરવા

| | | |
|---|---|---|
| ધ ધં ऽ સા સા સા | રેં રે ऽ ગ મ મ મ | ગ ગ સા સા |
| ० ० ० ० — — | ० ० ० ० ० ० — | — — — — |
| ન દી . ચ્યા કુ ડ | યિ લાં . ગ બા ઈ મી | વા ળુ શે વા |
| ૧ + | ૧ + | ૧ + |
| રે રે ऽ ગ મ મ મ | ગ ગ રે ગ રે સા ની | સા ऽ સા ऽ |
| ० ० ० ० ० ० — | — — ◡ ◡ ० ० ० | — — — |
| ળિ લી . ગ બા ઈ મી | વા ળુ શે . . વા . | ળી . લી . |
| ૧ + | ૧ + | ૧ + |

[આ ગીત ઝિમ્મા લઈને કે ગોળ ફરતાં ફરતાં ગાવાનું છે. આ ગીતનાં બધાં પદો આ રીતે જ ગાવાનાં છે. માત્ર 'વાળૂ શેવાળિલી' જેવાં ક્રિયાપદો બબ્બે વાર ગાવાનાં છે.]

### સાસર–માહેર

કારલ્યાચં આળં લાવ ગ જૂં
મંગ જા તૂં તુપલ્યા માહેરા
કારલ્યાચં આળં લાવલં વો કુઈજી
બંધુ આલે ન્યાયજી
મી જાતે મપલ્યા માહેરા

કારલ્યાલા પાનં યેઊં દે ગ જૂં
મંગ જા તૂં તુપલ્યા માહેરા
કારલ્યાલા પાનં આલી વો કુઈજી
બંધુ આલે ન્યાયજી
મી જાતે મપલ્યા માહેરા

કારલ્યાલા કારલી યેઊં દેગ જૂં
મંગ જા તૂં તુપલ્યા માહેરા
કારલ્યાલા કારલી આલી વો કુઈજી
બંધુ આલે ન્યાયજી
મી જાતે મપલ્યા માહેરા

કારલ્યાચી ભાજી કર ગ જૂં
મંગ જા તૂં તુપલ્યા માહેરા
કારલ્યાચી ભાજી કેલી વો ફુઈજી
બંધુ આલે ન્યાયજી
મી જાતે મપલ્યા માહેરા

કારલ્યાચી ભાજી ખા ગ જૂં
મંગ જા તૂં તુપલ્યા માહેરા
કારલ્યાચી ભાજી ખાલ્લી વો ફુઈજી
બંધુ આલે ન્યાયજી
મી જાતે મપલ્યા માહેરા

તાલ – કેરવા

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ગ | રે | રે | ગ | ગ | ગ | ગ | ઽ | પ |
| ○ | ● | ○ | ○ | ○ | ○ | ○ | ◡ | ◡ |
| ૧ | | | | + | | | | |
| કાં | ર | લ્યા | ચં | આ | ળાં | . | . | . |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ગ | રે | રે | ગ | ગ | ઽ | ઽ | પ |
| ○ | ○ | ○ | ○ | – | ○ | ○ | ● |
| ૧ | | | | + | | | |
| લા | વ | ગ | . | જૂં | . | . | . |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ગ | રે | રે | ગ | ઽ | ઽ | પ |
| ○ | ○ | – | – | ○ | ◡ | ◡ |
| ૧ | | | + | | | |
| મં | ગ | જા | તૂં | . | . | . |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| નીં | સા | ઽ | રે | ગ | રે | રે | સા |
| ○ | ○ | ○ | ○ | ○ | ○ | ○ | ○ |
| ૧ | | | | + | | | |
| તુ | પ | . | લ્યા | મા | . | હે | . |

| | | | |
|---|---|---|---|
| સા | ઽ | ઽ | ઽ |
| – | – | – | – |
| ૧ | | + | |
| રા | . | . | . |

| | | | | |
|---|---|---|---|---|
| નીં | ઽ | નીં | સા | સા |
| ○ | ○ | – | – | – |
| ૧ | | | + | |
| મં | ગ | જા | તૂં | . |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| નીં | સા | ડ | રે | ગ | રે | રે | સા |
| ○ | ○ | ○ | ○ | ○ | ○ | ○ | ○ |
| ૧ | | | | + | | | |
| તુ | પ | . | લ્યા | મા | . | હે | . |

| | | | |
|---|---|---|---|
| સા | ઽ | ઽ | ઽ |
| – | – | – | – |
| ૧ | | + | |
| રા | . | . | . |

# ઉખાણાં

## ફેરફુદરડીનાં ઉખાણાં

૧. સોય બાઇ સોય ઇસ્પાતની સોય
અમે બે ફરીએ નણંદ ભોજાઈ.

૨. ઊંડો ઊંડો કૂવો એના ઊંચા ઊંચા ચીરા
તારી મારી ફુદરડી ફરે ગરા ગરા.

૩. વરસાદ વરસે ઝરમર, ભીંતો થઈ કાળી
સોનીડાની દીકરીની લાંબી લાંબી વાળી.

૪. આ બારણે, પેલે બારણે, કરી ચોરી બેની
કરી ચોરી, બાશ મા બેની કાલે પરણીશ ગોરી.

૫. સોટી બેની સોટી જુવારની સોટી,
ભાઈએ વહુ કરી અમારાથી મોટી.

## વરનું નામ લેવાનાં ખાંયણાં

૧. દ્રાક્ષની વેલનાં ત્રિકોણી પાન . . . નામ દઈ રાખું તમારું માન.

૨. શીતળ ચાંદની રામના રથમાં . . . સાથે છું સંસારના સુખમાં.

૩. કુલીન કુળમાં જન્મી. સુશીલ કુળમાં આવી. . . . . ના જીવ પર ભાગ્યશાળી થઈ.

૪. સૂપડું ભરી સોપારી, ગણું હું શીદ? ગળામાં હાર, વળું હું શીદ? પગમાં સાંકળાં, ચાલું હું શીદ? ફોઇજી બેઠાં તુલસીક્યારે . . . નું નામ દઉં પૂજાને ટાણે.

૫. છુમ છુમ કરતી જતી હતી. બારીમાંથી જોતી હતી. ત્યાં આવ્યો વેપારી. એણે આપી સોપારી. ઊભી હું આંગણે. તેણે આપ્યાં કંગનાં. ઊભી હું તુલસીએ. માથે આપી કળશી. ગઈ હું નાવણિયે. હાથમાં ધરાવી કાંસકી. ઊભી ઉપરકોટ ત્યાં આપી કથરોટ. ઊભી હું ખૂણે, હાથમાં આપી બનાત. બનાતની ગાદી પર બાળુડો રમે. બાળુડાના હાથમાં ચાંદીની દાબડી. દાબડીમાં રૂકા (રૂપિયો) . . . નું નામ રાજી થઈને લઉં છું. સૌ કોઈ એકા (સાંભળો).

૬. આભ ભર્યું પાણીથી, ખળાં ભર્યાં દાણાથી, વચ્ચે બેઠા ગજરાજ . . . છે મારા હારનો સાજ.

૭. તાર કર્યો પૂનામાં. વાત પહોંચી મુંબઈ. ત્યાંથી આવી ગાડી. બોરીબંદર પહોંચી. બોરીબંદર ઉપર ઝાડ મોટાં મોટાં. ત્યાંથી જાય કરાડની વાટ. કરાડ ગામમાં એક માનવીની જોડી. ત્યાંથી દેખાય કૃષ્ણા નદી. કૃષ્ણા કાંઠાની જુઓ હવા. સ્ટેશન વચ્ચે. આવ્યા છ છ. આગળ કોયલાની ભઠ્ઠી બળે. ખૂણેખાંચરે કાજળી ધરે. ત્યાંથી ગયા બલ્લારી ગામ. ગાડી ગઈ બેળગામ. બેળગામમાં બદલી ખલાસ થઈ. ત્યાંથી કોલ્હાપુરની પરકમ્મા કરી જઈ પહોંચ્યા પંઢરી. દેવનું દર્શન કરતા આવી પૂનામાં રહેતા. ચા કપમાં પીતા. સરકારે કરી કીર્તિ . . . નું મુખ જોઈ ભૂખ-તરસ ભૂલી ગઈ.

## રુખવતનાં ખાંચણાં

૧. આવ્યું આવ્યું રુખવત. થઈ દાણાદાણ
ઉઘાડીને જોયું તો ખાંડની ગૂણ.

૨. આવ્યું આવ્યું રુખવત ઉપર બેઠા મોર
વરકન્યા શોભે જેવી ચંદ્રની કોર.

૩. આવ્યું આવ્યું રુખવત પંઢરી ગામ
રૂક્ષ્મણી રેડે પાણી ને વિઠ્ઠલ કરે સ્નાન
નવ લાખનું પીતાંબર પહેરે વરની મા.

૪. આવ્યું આવ્યું રુખવત. દાગીનાના ડબા ઉઘાડીને જોયું તો
રામલક્ષ્મણની સભા.

૫. આવ્યું આવ્યું રુખવત વાજતું ને ગાજતું.
ઉપર બદામનું ટાટ થાળી નીચે ખાંડવી ને પાપડી ત્રણસેં સાઠ.

## કહેવતો

૧. બે ભાઈ સહિયારા મળે નહીં સંસારમાં.

૨. ઘર કંદોઈનું. દાન મારું.

૩. તૈયાર લોટ પર નાગ થઈ બેઠા.

૪. એલચીથી શરદી અને લવિંગથી ગરમી.

૫. આંધળું દળે અને કૂતરું લોટ ખાય.

૬. ખાવું આટલું પણ કટકટ ભારે.

૭. હશે ભાત તો આવશે ભૂત.

૮. કાઠાથી કાપડું મોટું. ચાલ્યાં ક્યાં મૂકી દોટ ?

૯. કામ હોય ત્યારે કાકા, છાશ જોઈએ ત્યારે દાદી.

૧૦. વાત આવી કાને વા લઈ ગયો રાને.

૧૧. આઈજીના જીવ પર બાઈજી ઉદાર.

૧૨. છેડો નાક પર પણ નજર સીમ પર.

૧૩. પોતાનું ઢાંકી પારકું જોવું.

૧૪. પથ્થર કરતાં ઈંટ નરમ.

૧૫. અણમાનીતીનું મીઠું પણ મોળું.

## કોયડા

૧. આગદાન બાગદાન, બાગમાં પડી ચાર જણીઓ, લીલું લીંબુ કંકુ જેવું. (પાનનું બીડું અને પોપટ)

૨. પીળા ઘોડા પર બેસાય નહીં. હાથમાં ચાબુક ધરાય નહીં. ચમેલીના ફૂલ સામે જોવાય નહીં. (વાઘ, સાપ, સૂર્ય)

૩. તાર તાર તારીશી, આંખ પર આરસી, જીત મારો કોયડો નહીં તો રાતના જ મરશે. (ઊંઘ)

૪. મહેમાન આવ્યા ગરબડ થઈ, છૂટે વાળે વચ્ચે આવી. (સાવરણી)

૫. ગોળ માથું, લાંબી પૂંછ, નાસો રે નાસો. (વઘારની પળી)

૬. ત્રણ પગનો માળો, ઉપર બેઠો રામજી કાળો. એને કપાળે ચંદનનું ટીલું. (ચૂલો, તવો, રોટલો)

૭. સૂપડું ભરી ધાણી, એમાં રોકડો રૂપિયો. (તારલા, ચંદ્ર)

૮. સાત સાગરને પાર, રાજાએ રાંધ્યો ભાત. વાસણ ખાધું ને ભાત ફેંકી દીધો. (ખારેક)

૯. અશાલા મશાલા ચાર શીંગડાં શાનાં ? (લવિંગ)

૧૦. ચત્તા પર ઊંધું, વરસે હાલતું. (છાપરાનાં નળિયાં)

૧૧. કાળી કૂતરી, ડુંગરો ઊતરતી. (કાંસકી)

# લોકકથા

## ધનદોલત

બહુ વર્ષો પહેલાં એક ગામમાં એક રાજા રહેતા. એને બે રાણી. એક માનીતી, બીજી અણમાનીતી. અણમાનીતીને બબ્બે દીકરા. રાજાએ એમને એક જુદા વાડામાં રાખેલા, મોટો વાડો. એમાં એ રહે.

એક દિવસ શું થયું? અણમાનીતીની સામે એક ગોસાવી આવીને ઊભો. એ આવ્યો તેવો બધે પ્રકાશ પડ્યો. એણે કહ્યું, "તારા દીકરાઓને બાર વર્ષ સુધી વાડામાં જ રાખજે. બહાર કાઢીશ મા. એમના જીવને જોખમ છે. સાવધાન રહેજે." અને આટલું કહી એ અલોપ થયો. રાણી ચિંતામાં પડી. દીકરાઓને ચોકી-પહેરામાં રાખવા લાગી.

પણ આટઆટલું કરવા છતાં થવા કાળ તે છોકરાઓ નાસી છૂટ્યા. રમવા માટે છટકી ગયા. છોકરાઓ ભેળા રમતા રહ્યા. તોફાનમસ્તી કરતા, હસતા-રમતા મજામાં રહેવા લાગ્યા.

તે સમે માનીતી રાણી કથા વાંચવા બેઠી હતી. છોકરાઓનો અવાજ સાંભળી એ ખિજાઈ. દાસીઓને જોવા મોકલી. અણમાનીતીના છોકરાઓની વાત જાણી. એણે છોકરાઓને તેડાવ્યા. નાનો એને કહે,

"અમને શીદ તેડાવ્યા રાણીમા?"

રાણી કહે, "કોણ છો તમે? તોફાન કેમ કરો છો?"

નાનકો કહે, "અમે છીએ તેવા છીએ."

રાણીને ચીડ ચડી. એણે છોકરાઓનાં છોગાં આંચકી લીધાં. છોકરાઓને ઓળખ્યા તેમ એ વધારે ખિજાઈ. પોતે માંદી છે એવો ઢોંગ કરીને સૂતી. રાજાને કહેવડાવ્યું.

"શોકયના રોયા આવી મને મારી ગયા. હું માંદી પડી. એમને મારી નાખજો. . . '

રાજાને ક્રોધ આવ્યો. માનીતીનું એ તરત માની ગયો. છોકરાઓને પકડી મારાઓને સોંપ્યા.

પણ છોકરાઓ ચાલાક હતા. પોતાને શરીરે તલવાર પડે તે પહેલાં નાનકો કહે,

"અમે નિર્દોષ છીએ. તમે એક કામ ના કરો? આ મારી છઠ્ઠી આંગળી છે તે કાપી જાઓ. તો રાજા મનાઈ જશે."

મારાઓને ગભરુ છોકરાઓ પર દયા આવી. એમણે એ આંગળી કાપી. રાજાને લોહીથી ખરડાયેલી તલવાર બતાવી. અને 'છોકરાઓને મારી નાખ્યા' એવું કહ્યું.

આ બાજુ છોકરાઓ ત્યાંથી નાઠા. એક વનમાંથી બીજા વનમાં — દૂર દૂર નીકળી ગયા. થતાં થતાં શું થયું. . . . તેઓ એક તળાવડીને કાંઠે આવ્યા. ત્યાં મોટો સૂઈ ગયો. નાનો ચોકી કરતો બેસી રહ્યો. એટલામાં તળાવડીમાંથી એક દેડકો નીકળ્યો. એની પાછળ એક સાપ નીકળ્યો, દેડકાને માથે લાલ મણિ હતો. એને અજવાળે બે જણ ખાવાનું શોધે. બે જણ વચ્ચે સારી દોસ્તી. ત્યાં એક ઝાડ હતું. ઝાડ પર શુકન કહેનું પક્ષી. એણે વાત કરી: 'દેડકાને મારશે એ લાલ મણિ પામશે.'

દેડકો ખિજાયો. એણે કહ્યું:

"પક્ષીનું ધડ ખાશે એને બાર વર્ષ વનવાસ ભોગવવો પડશે. અને માથું ખાશે એ રાજા થશે."

નાનકાએ આ સાંભળી દેડકાને મારી નાખ્યો. પક્ષીને પણ માર્યું. પોતે ધડ ખાઈ વનમાં ગયો. મોટાને માથું ખવડાવી રાજ અપાવ્યું.

દિવસ આથમ્યો. નાનકો એકલો જ આગળ ચાલ્યો. નગરી છોડી દૂર દૂર ગયો. રાક્ષસની બીક લાગે તોપણ હિંમત કરી ચાલ્યા કર્યું, પણ અડધી રાતે રાક્ષસ સાથે ભેટો થયો. બે વચ્ચે બાથંબાથી થઈ. રાક્ષસ મરી ગયો. નાનકો ઘાયલ થઈને પડ્યો.

એટલામાં ગામના શાહુકારનો નોકર આવ્યો. નોકરે નાનકાને જોયો. એને દયા આવી. નાનકાને ઉપાડી પોતાને ઘેર લઈ ગયો. નાનકા પાસે લાલ મણિ હતો. તે શાહુકારને વેચી એણે નાનકાનાં દવાદારૂ કર્યાં. નાનકો સાજો થયો.

આ બાજુ મોટાનાં લગ્ન થયાં. એને રાજપાટ મળ્યાં. ભાઈ રાજ કરવા લાગ્યા.

નાનકાનો વનવાસ ચાલુ જ હતો. મળે એ લૂખુંસૂકું ખાઈ ગુજરાન કરતો. મજૂરી કરી પૈસા ભેગા કરી એ શાહુકાર પાસે ગયો. લાલ મણિ પાછો વેચાતો માગ્યો. ત્યાં શાહુકારના મનમાં કાંઈક શંકા આવી. લાલ મણિ નહીં આપું એમ કહ્યું અને ચોર ઠરાવી એને કેદ કર્યો.

એટલામાં બન્યું એવું કે, એ ગામના રાજાની રાણીએ ઘરેણાં માટે રૂસણાં લીધાં. "હમણાં ને હમણાં જડતરના દાગીના અપાવો. હાથીદાંતની કાંસકી, મોતીનું તનમનિયું, ચાંદીની કંકાવટી અને ચીપનો હાર. બધું અપાવો તો પ્રીત ખરી." બસ, એણે તો એ જ હઠ લીધી.

રાણીનું બોલવું સાંભળી રાજા દુ:ખી દુ:ખી થયો. આટઆટલાં ઘરેણાં ક્યાંથી લાવે? એના રાજમાં એ કશું ના મળે. એણે કારીગરો તેડાવ્યા. શાહુકારને બોલાવ્યા. પણ કોઈ શું કરે? ત્યાં શાહુકારને યુક્તિ જડી. નાનકાને બધી વાત કરી. "રસ્તો બતાવ. તો છોડી મૂકીશ."

નાનકો કહે, "એ તો સાત સમંદરને પેલે પાર જવું પડે. ત્યાં ચિત્રકૂટ નામનો ટાપુ છે. એના પર ચિત્રસેન નામની નગરી છે. એ નગરીમાં આ બધાં ઘરેણાં મળશે."

શાહુકાર હરખાયો. એણે જઈને રાજાને કહ્યું. રાજાએ જાહેર કર્યું, "જે કોઈ ઘરેણાં લાવશે એને મારું અડધું રાજ આપું." શાહુકાર તો હરખપદુડો થયો. નાનકાએ કહ્યું એવું વહાણ એકી રાતે બાંધી હંકાર્યું. નાનકાને સાથે લઈ ચિત્રકૂટ જવા નીકળ્યો.

સાત સમંદર ઓળંગ્યા. સાત વન ઓળંગ્યાં. વહાણ ચિત્રકૂટ પહોંચ્યું ત્યારે ત્રણસો ને સાઠ દીવા કરી ત્યાંની કુંવરી પૂજા કરવા બેઠી હતી. એને એવું પણ હતું કે પરણું તો સારામાં સારા સંગીતકારને પરણું. નાનકાએ જાણ્યું. વહાણ પર બેઠો બેઠો એ ગાયન ગાય. રાજાની કુંવરી એ સાંભળ્યા કરે. આનંદથી રાજાને કહે, "બાપુ, મારા ધણી આવ્યા. કોણ છે? ક્યાંથી આવ્યા? શોધી કાઢો. એ જ મારું ધન અને એ જ મારી દોલત. પરણું તો એમને જ પરણું."

રાજાએ શોધવા દૂત મોકલ્યા. નાનકાને માનપાનથી તેડી લાવ્યા. ત્યાં તો ઘરેણાં લઈ શાહુકાર આવી પહોંચ્યો. એણે બધી વાત જાણી. નાનકાને ધમકાવ્યો.

"ભલે તું પરણે. પણ વહુ તો મારી કહેવાય. કબૂલ કર નહીં તો તને મારી નાખું."

કુંવરીએ આ સાંભળ્યું, પણ ગભરાઈ નહીં. ઊલટાની હસીને કહે, "પરણું તો એને જ પરણું."

નાનકાએ મંત્ર ભણ્યો. ત્રણસો ને સાઠ દીવા ઘડીકમાં થયા અને ઘડીકમાં ઓલવાયા. ત્યાં સરસ ગીત ગાયું. રાજાએ કુંવરી સાથે એનાં લગ્ન કર્યાં. પાંચ દિવસ વાજતેગાજતે લગ્નની વિધિ ચાલી.

પણ પછી તો નાનકો કોઈ સાથે બોલે જ નહીં. કુંવરીને થયું મૂંગો છે કે શું? એ ગભરાઈ. રાજાને કહેવું કે શું? પણ નાનકો રાતે એકાંતમાં બોલ્યો. આખી વાત માંડીને કરી. કુંવરીએ એક કાગળ લીધો. વાત લખી. કાગળ વાળી લીધો. કમખામાં મૂકી દીધો.

વહાણ પાછું ફર્યું. કુંવરીએ નાનકાને વહાણ પર સંતાડયો. પોતે શાહુકાર જોડે નીકળી. શાહુકાર એનું રૂપ જોઈ ઘેલોઘેલો થયો. કહે કે "રાણીને ઘરેણાં આપું પછી આપણે લગ્ન કરીશું."

વહાણ કિનારે આવ્યું. શાહુકારે ગામ જમાડયું. ત્યાં રાજા પણ જમવા આવેલા. કુંવરીએ હોશિયારીથી કાગળ કાઢીને રાજાને આપ્યો.

રાજાએ કાગળ વાંચ્યો. બહુ હરખ થયો. નાના ભાઈની ઓળખાણ પડી. બંને ભાઈ મળ્યા. શાહુકારનું કપટ જાણ્યું. એને કેદમાં રાખી એના નોકરને અડધું રાજ આપ્યું.

ત્યાં તો બંનેની મા, અણમાનીતી રાણીબા રાહ જોતાં હતાં. ચિંતા કરતાં હતાં. દીકરા એ એનું રાંકનું ધન કહો કે દોલત કહો. બિચારી ચિંતાથી સુકાઈને લાકડું થઈ ગઈ હતી. બાર વર્ષ પૂરાં થયાં. વનવાસ પૂરો થયો. બંને દીકરા વહુઓ સાથે પગે લાગવા આવ્યા. ખૂબ ખૂબ આનંદ થયો.

રાજાએ બધી વાત જાણી. નાનકાને રાજ આપ્યું. રાજ આખામાં આનંદ આનંદ થયો.

# સોનાની કાયાનો રાજા

એક હતી ડોસી. એને એકનો એક દીકરો. બે મા-દીકરો એક ગામડામાં રહે. ગામ હતું ડુંગરાની તળેટીમાં. ડુંગરને પેલે પાર મોટું જંગલ. ડોસીના દીકરાને એક ટેવ. આંગણામાં ખાટલો ઢાળીને સૂએ. ડોસી કાયમ કહે, "દીકરા, બહાર શીદ સૂતો હશે? જંગલમાંથી સાવજ આવશે તો? કોક દી..." પણ દીકરો કાંઈ માને? એ તો બસ બહાર જ સૂએ. બહાર જ સૂએ. થવા કાળ બન્યું એવું કે એક દી જંગલમાંથી સાચે વાઘ આવ્યો. આંગણામાં ખાટલા પર સૂતેલાને જોયો. સારો શિકાર મળ્યો જાણી વાઘ તો મનમાં રાજી થયો. અહીં ભર્યા ગામમાં શું કરવા મારવો.... એમ વિચારી એણે ખાટલો આખો ઉપાડી માથે લીધો અને ત્યાંથી ચાલવા માંડચો. જતાં જતાં એ ખાસ્સો દૂર જંગલમાં ગયો. થોડી વાર પછી છોકરો જાગ્યો. જાગીને વિચાર્યું: 'આ શું?' ખાટલા સાથે પોતે કયાં જાય છે? એ જાણી ગયો કે વાઘે ખાટલા સાથે પોતાને ઉપાડચો છે. હિંમત રાખી ચુપચાપ પડી રહ્યો. વાઘ તો આગળ ને આગળ ચાલ્યા જ કરે. વાટે આવ્યાં વડલાનાં ઝાડ — ઝાડ નીચેથી વાઘ ચાલ્યો, તેવો છોકરો વડવાઈને ઝાલી ઝાડ પર ચડી ગયો. ઠાલો ઢોલિયો લઈ વાઘ ગયો પોતાની ગુફામાં. ત્યાં જઈને જુએ તો ખાટલામાં કોઈ ન મળે. વાઘને થયું, આ માળા માનવીએ મને બનાવ્યો! કાંઈ વાંધો નહીં. હવે એને નહીં છોડું. મળે ત્યાં જ પૂરો કરું.'

આ બાજુ પેલો છોકરો ઝાડની ટોચે લપાઈને બેઠેલો. રાત પૂરી થઈ. દિવસ ઊગ્યો અને આથમ્યો. પણ વાઘની બીકથી એ નીચે ના ઊતર્યો.

બીજે દિવસે ડોસી સવારે ઊઠી. આંગણામાં જુએ, ન મળે ખાટલો કે ન મળે દીકરો. એણે જાણ્યું, વાઘ મારો દીકરો ખાઈ ગયો. બિચારીએ આખો દિવસ રડીને પૂરો કર્યો. રાત પડી. મનમાં થયું મારા દીકરાને સાવજડો ખાઈ ગયો તે મને પણ ભલે ખાઈ જતો. એમ કરી ડોસી જાણી જોઈને આંગણામાં સૂતી. આખો દી વલોપાત કરીને થાકી હશે તે જેવી પથારીમાં પડી તેવી ડોસી મરી ગઈ. ત્યાં રાતે વાઘ પાછો આવ્યો. ખાટલા પર કોઈ સૂતેલું જોઈ 'હવે

તને જોઈ લઉં.' કહેતો એ આગળ ધસ્યો. પણ ત્યાં માણસની વાસ ના આવે. એને નવાઈ લાગી. ખાટલા પર કોઈ સૂતું છે ને વાસ કેમ ના આવે? પાસે જઈને જોયું તો મૂએલી ડોસી સૂતી છે. એ શા કામની? એટલે નિરાશ થઈ પાછો ફર્યો.

આ બાજુ પેલો છોકરો એક દિવસ ને એક રાત ઝાડ પર જ રહ્યો. પછી લાગી ભૂખ. ધીમે રહીને નીચે ઊતર્યો. ઝાડ પરથી એણે વનગાયની ગુફા જોઈ રાખેલી. એ ગુફામાં ગયો. ગાયો ચરવા જતી રહેલી. ગુફામાં વાછરડાઓ ધાવે ત્યારે દૂધનાં ફીણ નીચે વેરાયેલાં તે ચાટીને પેટ ભર્યું. પછી રોજ એ ત્યાં જઈ ગુફા વાળીઝૂડીને સાફ કરે. અને નીચે પડેલું ફીણ ચાટી પેટ ભરે.

આ રોજ આપણી ગુફા સાફ કોણ કરતું હશે? ગાયો વિચારવા લાગી. પછી બધાંએ નક્કી કર્યું કે બધી ગાયો ચરવા જાય ત્યારે એક જણ મરી ગયાનું નાટક કરી ગુફામાં સૂઈ રહે. કોઈ આવે ત્યારે એણે ઊઠીને ભાંભરવું.

રોજની માફક પેલો ઝાડ પરથી ઊતરીને ગુફામાં આવ્યો. જુએ તો એક ગાય મરી ગયેલી. એને ખૂબ દુઃખ થયું. એ શોક કરવા લાગ્યો. પછી ફીણ ચાટી લઈ આખી ગુફા સાફ કરી. ત્યાં તો પેલી ગાય ઊઠીને ભાંભરવા લાગી. બાજી બધી ગાયો દોડી આવી. છોકરાને ઘેરી લીધો. છોકરો ગભરાયો. ત્યાં ગાયો બોલી, "ગભરાય છે શું કામ? તું તો અમારી સેવા કરે છે. પછી ફીણ શું કામ ચાટે છે? રોજ આવીને પેટ ભરીને દૂધ પી જજે." એવી રીતે વનગાયો — તે તો હતી કામધેનુઓ. એમનું દૂધ પી પી છોકરો તો હૃષ્ટપુષ્ટ બન્યો. એની કાયામાંથી અદ્ભુત સુગંધ આવવા લાગી. એ જંગલમાં વળી માતાજીની દેરી હતી. ત્યાં ઝાડપાનની શોભા ઘણી હતી. છોકરો રોજ બપોરે ત્યાં જઈને સૂઈ જાય. દેવીના દેરામાં એક મોટો સાપ રહે. છોકરાના શરીરની સુગંધથી લોભાઈ એક દિવસ એ બહાર નીકળ્યો. સૂતેલા છોકરાની કાયા ચાટી ગયો. એ તો માતાજીનો સાપ. એના દાંતમાં ઝેર ઓછું હોય? છોકરો ઊઠીને જુએ તો આખી કાયા સોનલવરણી. એને બહુ નવાઈ લાગી. એણે જઈ ગાયોને વાત કરી. ત્યારે ગાયોએ કહ્યું, "ગભરાઈશ નહીં. એ તો તને દેવીએ પ્રસન્ન થઈ પ્રસાદ આપ્યો કહેવાય."

ત્યાં પાસે જ એક રાજ્ય. ત્યાંના રાજાને એક કુંવરી. એણે સ્વયંવર રચ્યો અને પણ લીધું. "જેનું અંગ સોનાનું હોય એને હું પરણું" આવું તે

કાંઈ 'પણ' હોય? રાજા ચિંતામાં પડયો. પણ કરે શું? એકની એક લાડકવાઈ કુંવરી. દેશપરદેશ દૂત મોકલ્યા. સોનાના અંગવાળો વર મળે તો લઈ આવો. જતાં જતાં આ છોકરો કોઈ સેવકે જોયો. જઈને કહે, "ચાલ ભાઈ ચાલ. રાજા તને કુંવરી વરાવશે." પણ છોકરો કાંઈ એ માને નહીં. એની સાથે જાય નહીં. ત્યારે સેવકો ગયા રાજા કને. રાજાને બધી વાત કરી. રાજાએ મોકલી સેના. સેના ગઈ વનમાં. છોકરાને પકડીને લઈ ચાલ્યા. છોકરાને જવાનું જરા પણ મન નહીં. પરાણે ખેંચીને લઈ ગયા. રાજાએ જોયું, સોનલવરણી કાયાના કુંવર સાથે કુંવરીનાં લગ્ન કરાવ્યાં. સુખચેનમાં રહેવા લાગ્યાં. પણ મનને શાંતિ ન મળે. વન યાદ આવે. ગાયો યાદ આવે. પણ જાય શી રીતે?

આ બાજુ ગાયો ચરીને પાછી આવી. જુએ તો છોકરો ન મળે. દુ:ખથી ઝૂરીને બધી ગાયો મરી ગઈ.

થોડા દિવસ પછી લાગ જોઈ છોકરો વનમાં દોડી ગયો. જઈને જુએ તો બધી ગાયો મરી ગયેલી. દુ:ખી દુ:ખી થઈ આપઘાત કરવા દેવીને દેરે ગયો. આપઘાત કરવા જાય ત્યાં માતાજી પ્રગટયાં. "આ શું કરે છે?" છોકરો કહે, "મારે જીવીને શું કરવું? મારી ગાયો મરી ગઈ." માતાજીએ કહ્યું, "તારી આંગળી કાપી ગાયો પર લોહીની ધાર ધર એટલે બધી હતી એવી થશે." કુંવરે એવું કરતાં ગાયો પાછી જીવતી થઈ. આનંદ આનંદ થયો. કુંવરે એમને બધી વાત કરી. ત્યારે ગાયોએ કહ્યું. "હવે તું પાછો જા. તને એક તુતારી આપીએ. એ વગાડીશ તો તું સંકટમાં છું એમ જાણી અમે દોડી આવીશું." પછી કુંવર કુંવરી સાથે સુખેથી રહેવા લાગ્યો. વર્ષો પછી સસરા મરી ગયા અને એ રાજા થયો. એણે જંગલમાં સુંદર નગરી વસાવી અને માનીતી રાણી સાથે ખૂબ ખૂબ વર્ષો સુધી સુખેથી રાજ કર્યું.

# અભિમાન અને મદથી લીધું વ્રત છાંડી દેશે

આટપાટ નગર હતું. ત્યાં એક બ્રાહ્મણ રહે. એક વાર ફૂલધરો લેવા વનમાં ગયો. ત્યાં જોયું કે દેવકન્યા ને નાગકન્યા ભેગાં મળી સૂર્યનારાયણની પૂજા કરે. બ્રાહ્મણે જઈને એમને પૂછ્યું, "બહેનો, આ તમે શું કરો છો? કયું વ્રત? મને કહો તો હું પણ કરું." દેવકન્યા કહે, "ના રે ભાઈ, પછી તું અભિમાન અને મદથી લીધું વ્રત છાંડી દેશે તો?" બ્રાહ્મણે કહ્યું, "ના બે'ની. અભિમાન ન કરીશ, ભાન ન ભૂલીશ. લીધું વ્રત છાંડીશ નહીં. મને વ્રત કહો." ત્યારે એમણે વ્રત કહ્યું. બ્રાહ્મણે કર્યું. એનો ભાગ્યોદય થયો. રાજાએ તેને તેડું મોકલ્યું. બ્રાહ્મણને બીક લાગી. ત્યાં રાજાએ કહ્યું, "બીશો મા. તમારી કન્યાઓ અમારે ઘેર આપો. માગું કરું છું." બ્રાહ્મણ કહે, "અમારી રંકની દીકરિયું. તમારે ઘેર શીદ આપવી?" આખરે માગશર માસ આવ્યો. બંને કન્યાઓ રાજાને ઘેર વરાવી. બાર બાર વર્ષનાં વહાણાં વાયાં. દીકરિયુંના ખબર નહીં. બ્રાહ્મણ એમને મળવા ગયો. પહેલાં રાજાને ઘેર ગયો. દીકરીએ હરખાઈને આવકાર આપ્યો. બેસવા પાટલો આપ્યો. પગ ધોવા પાણી આપ્યું. "બાપુ બાપુ ગોળ ખાજો. પાણી પીજો." બાપ કહે, "દીકરી ગોળ નહીં. પાણી નહીં. પહેલાં મારા વ્રતની કહાણી કહું તે સાંભળ." ત્યારે દીકરી કહે, "કહાણીઓ સાંભળવાનો સમય મારી પાસે નથી, રાજાજીને શિકાર કરવા જવું છે. મારે ભાથું બંધાવવું છે." બ્રાહ્મણ બોલ્યા વગર ત્યાંથી ઊઠી બીજી દીકરીને ત્યાં પ્રધાનજીને ઘેર ગયો. ત્યાં પણ દીકરીએ હેતથી આવકાર આપ્યો. ગોળ પાણી સામે ધર્યાં. ત્યાં બ્રાહ્મણે કહ્યું, "એ બધું પછી. પહેલાં મારી કહાણી સાંભળ." દીકરીએ કહ્યું, ઠીક. માણ ઉતારી મોતી કાઢ્યાં. ત્રણ આપ્યાં બાપુના હાથમાં. ત્રણ રાખ્યાં પોતે. બ્રાહ્મણે ભાવથી વ્રતની વારતા કરી. દીકરીએ શ્રદ્ધાથી સાંભળી.

ઘેર ગયા પછી બ્રાહ્મણીએ પૂછ્યું, "કેમ છે દીકરિયું?" ત્યારે કહે, "જેણે વારતા ના સાંભળી એને માથે દુઃખ પડ્યું. જેણે સાંભળી એ તો સુખચેનમાં છે."

અહીં તો રાજરાણીનો વૈભવ ગયો હતો તે બહેન દીકરાઓને કહેવા લાગી, "તમારી માશી ખૂબ સુખી છે. એને ત્યાં જઈ કાંઈક આપે તો લઈ આવો."

મોટો પુત્ર ઊઠયો. તળાવની પાળે ગયો અને પૂછ્યું, "દાસીઓ, દાસીઓ, તમે કોની દાસી છો ?" એમણે કહ્યું, "અમે પ્રધાનજીના ઘરની દાસીયું." "તમારાં બાને જઈને કહો કે ભાણો આવ્યો છે." "કેવો છે ? શું પહેર્યું છે ?" તો કહે કે, "પહેર્યાં છે ફાટલાં ચીંથરાં." તો કહે કે, "છાનામાના પાછલે બારણેથી લઈ આવો." ઘેર લાવી નવડાવી-ખવડાવી ભાથું બાંધી આપ્યું. રસ્તામાં સમડી આવી. ભાથાનું પોટલું ઉઠાવી ગઈ. બીજે રવિવારે બીજો ભાણો આવ્યો. તળાવડીની પાળે આવીને ઊભો. પહેલાંની માફક દાસીઓએ ઘેર લઈ જઈ નવડાવ્યો, ખવડાવ્યો. ઘેર જતાં નારિયેળ કોતરી માણેક મોતી ભરી માસીએ આપ્યું. રસ્તામાં પાણી પીવા વાવમાં ઊતર્યો ત્યાં હાથમાંથી નારિયેળ પાણીમાં પડી ગયું. એવા ચાર રવિવાર ગયા. પાંચમે રવિવારે પોતે ઊઠી તળાવની પાળે ગઈ. બહેને એને ઘેર લઈ જઈ નવડાવી. અને પોતે પૂજા કરવા બેઠી. ત્યાં બહેને પૂછ્યું, "શું કરે છે ? મને કહે." તો કહે, "અરે અભાગણી તને શું કહું ? બાપુ કહેવા આવ્યા ત્યારે તેં સાંભળ્યું નહીં ! તેમાં તારી આવી દશા થઈ !" આખરે એણે વારતા કરી. વ્રત બતાવ્યું, ત્યાં રાજાને રાજ પાછું મળ્યું. એણે રાણીને તેડાવી. સુખ પાછું આવ્યું. મહેલે જઈ રસોઈ કરી. રાજાને પીરસી. પોતાનું ભાણું જોયું કે વ્રત યાદ આવ્યું. "થાળી રે ટીપાવો, ગામમાં જોવડાવો. કોઈ ભૂખ્યું-તરસ્યું નથી ને ?" દાસીઓ કહેવા લાગી, "કોઈ ભૂખ્યું નથી, તરસ્યું નથી. એક કઠિયારો છે." એને તેડાવી વારતા કહી. તો એનાં લાકડાં ચંદનનાં થયાં. એવા ચાર રવિવાર ગયા. પાંચમે રવિવારે સૂરજદેવ જમવા પધાર્યા. ત્યાં પહેલે કોળિયે વાળ આવ્યો. ચિડાઈને શ્રાપ આપ્યો. કેમ કે આ વાળ ઓળી એવી ને એવી જ ઊઠી આવી હશે. એવો શ્રાપ તમને અમને ના મળે. કઠિયારા જેવો ભાગ્યોદય સૌનો થાય.

# ચંદ્ર મારો માનીતો

આટપાટ નગર હતું. તે વખતની વાત હોં કે! ત્યાં એક ડોસી રહે. મનની બહુ ચોખ્ખી. કોડીલી ને હોંશીલી. પ્રેમાળ અને લાગણીવાળી. એને ચાર દીકરા. એકનું નામ સૂર્ય. બીજો વાયુ. ત્રીજો અગ્નિ અને ચોથો ચંદ્ર. ચારે ગુણવંતા. ડોસીનું આમતેમ કશું ચાલે નહીં. છોકરાઓને કેળવે, લોકો એમની વાત ન કરે એમ એમને સાચવે. શીખવે.

એક વાર એવું બન્યું કે એને ત્યાં આવ્યો પરોણો. બહુ પૈસાવાળો. એણે છોકરાઓને પોતાને ઘેર જમવા તેડયા. ડોસી હતી ગરીબ. પૈસાવાળાને ત્યાં છોકરાઓને કેમ કરીને મોકલવા? પણ પેલાએ બહુ તાણ કરી. અન્નકૂટ ભર્યો છે એમ કહેવા લાગ્યો. ત્યારે ડોસીએ હાથ જોડી મનમાં ઈશ્વર પાર્વતીની પ્રાર્થના કરી અને પછી હા પાડી.

છોકરાઓને જતાં પહેલાં શિખામણ આપી. તોફાન કરશો મા. બહુ ખાશો નહીં. અકરાંતિયાવેડા કરશો નહીં. ભાણામાં છાંડશો નહીં. એમ કહી છેલ્લે કહ્યું, "ત્યાંથી મારે માટે થોડી મીઠાઈ લઈ આવજો હોં કે." બધાએ હા પાડી. અને ચાલ્યા વટમાં ને વટમાં.

ત્યાં જઈને જુએ તો શો ત્યાંનો ઠઠારો. જ્યાં જુઓ ત્યાં રત્ન ને માણેકના દીવા. સોનાના થાળ ને મોતી પરવાળાંના તો સાથિયા પૂરેલા. પાંચ પકવાનની સોડમ તો એવી આવે! બાપ મારા! આ બધામાં શિખામણ કાંઈ યાદ રહે? ન દેખ્યાનું દેખ્યા પછી કાંઈ સાન ઠેકાણે રહે કે?

છતાં જમવા બેઠા ત્યાં સુધી છોકરાઓ માંડ ઠેકાણે રહ્યા. લોકો બધા વખાણવા લાગ્યા. પણ પંગતમાં બેઠા. જેવું ખાવાનું સામે આવ્યું કે ભાન સાવ ભૂલી ગયા. એમાં વળી ત્રણ જણે તો બસ ખા ખા ખાધા જ કર્યું. એટલું ખાધું, એટલું ખાધું કે મા-બા બધું ભૂલી જ ગયા. લોકો આ જોઈને છક જ થઈ ગયા.

પણ ચંદ્ર ખરેખર ડાહ્યો હોં કે. એણે રીતસરનું ખાવાનું ખાધું. મા માટે થોડું બાંધી લીધું. ઘેર જતાં યાદ રાખી પડિયો સાથે લઈ ગયો.

થતાં થતાં જમણવાર પતી ગયો. પેલા શ્રીમંત ભાઈની વિદાય લઈ ચારે જણ ઘેર પાછા ફર્યાં. માએ દરેક જણને પાસે બોલાવીને પૂછ્યું. "ત્યાં શું હતું? કેવું થયું?" ત્યાં તો સૂર્ય, વાયુ અને અગ્નિએ પોતાની અક્કલની મોંફાટ વાતો કરી. વાહિયાત જેવું પેટ ફાટે ત્યાં સુધી ખાધું એ પણ કહ્યું. ડોસીએ પૂછ્યું, "ઠીક. મારે માટે શું લાવ્યા? ત્યારે પેલા મૂંઝાણા. શકોરુંયે લાવ્યા તો નહોતા. કહે શું?"

મા ખૂબ ખિજાઈ. કહેવા લાગી. જગતમાં લોકો ભલે તમારી જે બોલાવશે, પણ મનમાં અણગમો રાખશે. પછી તો ખૂબ શરમાયા. ઓછું આવ્યું. પણ બોલે શું? નીચું જોઈ ચુપચાપ ઊભા રહ્યા.

પછી આવ્યો ચંદ્રનો વારો. એણે જેવું બન્યું તેવું બધું માને વિગતથી કહ્યું. સાથે મિઠાઈ લાવેલો. તે આપી. ડોસી તો એવી ખુશ થઈ કે ન પૂછો વાત. એણે તો 'મારો વહાલો' કહી ચંદ્રમાને કોટે વળગાડયો અને કહ્યું, "જગતભરમાં તું સૌનો માનીતો થશે. કોઈ કરતાં કોઈ તારા પર નહીં ચિડાય. સૌ તને વહાલ કરશે."

થયું. એ દિવસથી ચંદ્રે ધરતી પર ચાંદરણું વરસાવ્યું. પોતાની કળાઓથી એ જેમ માનો માનીતો થયો તેમ જગત આખાનો માનીતો બન્યો. એના દર્શનથી સૌ કોઈને આનંદ આનંદ થાય.

અમારી આ કહાણી સફળ સંપૂર્ણ થાય.

## એકેકનો સ્વભાવ

એવું જ એક ગામ હતું. ત્યાં આડોશપાડોશમાં બે જણીઓ રહે. એક હતી બહુ જ પૈસાદાર. ત્યારે બીજી સાવ ગરીબ. સ્વભાવમાં પણ જમીન-આસમાનનો ફેર.

શ્રીમંત હતી એને પ્રભુએ અઢળક ધન આપ્યું હતું. છતાં સંતોષનો છાંટો ન મળે. દિલની નાની અને સાવ કંજૂસ. બીજી પૈસેટકે ભલે ગરીબ, પણ દિલની ઉદાર. જે હોય એમાં ચલાવે. કશામાં જીવ ના રાખે.

એક વાર એવું થયું કે એક ભિખારી આવ્યો. માગવા લાગ્યો તેવી પેલી શ્રીમંત બહેને ધડ દઈને બારણું વાસી દીધું અને કહે, "જા આગલે ઘેર માગ."

ગરીબ બહેનને ભિખારીની દયા આવી. હતો નહોતો એ બટકો રોટલો ખાવા આપ્યો. આંગણામાં ઘાસ પડેલું એના પર હતું તે ફાટલુંતૂટલું પણ પાથરી આપ્યું. લોટો ભરીને પાણી આપ્યું. ભિખારીની આંતરડી ઠરી. ત્યારે કહેવા લાગ્યો, "માવડી તારા ઉપકાર હું શીદ વાળું? બે કોળિયા ખાઈને સૂઈ જઈશ. સવાર થતાં ચાલ્યો જઈશ. પણ તારે માટે હું શું કરું?"

પેલીએ ભર્યા મનથી કહ્યું, "તું બોલ્યો એ જ બહુ છે ભાઈ."

ભિખારી એને લાંબો થઈ પગે લાગ્યો. "ભગવાન તારું ભલું કરે. કાલે સવારે જે કરીશ તે તને આખો જન્મારો ચાલશે." એમ કહી એ સૂઈ ગયો.

બીજે દિવસે સવારે ઊઠીને જોયું તો ભિખારી ચાલ્યો ગયો હતો. એણે તપાસ કરી. પણ કાંઈ પત્તો ન લાગ્યો ત્યારે ચટપટી થઈ. પણ શું કરે. ઘેર આવી. ઘરકામથી પરવારીને વિચાર્યું, લાવને કપડાં સીવું. કપડાંનું પોટલું છોડ્યું, એમાં એક આખો નાનો રેશમી ટુકડો હતો તે કાઢ્યો. ચોળીનું માપ લેવા જાય તો કપડું વધવા લાગ્યું. અરે રામ. આ કેવો ચમત્કાર! કપડું તો વધતું જ જાય. ઘર આખું એ કપડાથી ભરાઈ ગયું. આ તો ખાધાપીધા વગર આખો દિવસ કપડું જ વીંટતી રહી. આવું થાય તો સાનભાન કાંઈ રહે કે?

થયું, વા સાથે વાત આખા ગામમાં ફેલાઈ ગઈ. વાત જેવી ગઈ તેવું

આખું ગામ એને ઘેર આ ચમત્કાર જોવા ઊમટયું ને શું! પેલીએ જતાંને ને આવતાંને બધાંને પેલા ભિખારીની વાત કરી. એની કૃપાએ આ મળ્યું એમ કહેવા લાગી.

આ બાજુ પેલી શ્રીમંત બાઈને તો માથાથી પગ સુધીની ઝાળ લાગી. મનમાં ને મનમાં પેલી ગરીબ બાઈ પર બળતી જાય. અને હું વળી એનાથી સવાયું કરી બતાવીશ તો જ ખરી એમ કહેતી જાય.

થતાં થતાં એવું થયું કે એક દિવસ એ ભિખારી પાછો આવ્યો. પેલી ગરીબ બહેન જાણે તે પહેલાં આ પૈસાવાળી તાણ્ કરી એને પોતાને ઘેર લઈ ગઈ. સારું સારું રાંધીને ખવડાવ્યું. પોતાની ભૂલ થઈ કહ્યું. તું બહુ ભલો છે એમ એને નવાજ્યો.

ભિખારીએ એના અંતરની વાત જાણીને કહ્યું, "જેવું તારું મન છે એવું જ થશે." એવું કહી એ ચાલ્યો ગયો.

પછી તો ક્યારે દી ઊગે — પેલી રાહ જોયા જ કરે. જેવો દિવસ ઊગ્યો કે તરત પેલીએ હીરા ને માણેક કાઢ્યાં અને બેઠી ગણવા. એને એમ કે હવે મારું ઘર હીરા ને માણેકથી ભરાઈ જવાનું. પણ થયું ઊંધું જ. એક મોટી મધમાખી આવી અને એને કાને કરડી. એને ઉડાડવા જાય ત્યાં તો કેટલી બધી માખીઓ આવી ચઢી. એને કરડતી જ જાય. પેલી તો ત્રાસીને ઘર મૂકી નાઠી. ફરી કોઈ દી કોઈએ એને જોઈ જ નહીં.

## સ્વયંવર

આટપાટ નગર હતું. ત્યાં એક રાજા. એને છૈયુંછોકરું મળે નહીં. કંટાળી જઈ એ થઈ ગયો બાવો. સાત વન ઓળંગી ગયો. એક ઝાડ નીચે છાંયડામાં બેઠો. ત્યાંની જગ્યા વાળીઝૂડીને સાફ કરી. ત્યાં તો હાથને કાંઈક વાગ્યું. જોયું તો ત્યાં મહાદેવજીનું શિવલિંગ. નવાઈ લાગી. કહે કે આ તો દેવ સામા આવી મળ્યા. દેવને એ પૂજવા લાગ્યો. દેવનું ભજન કરવા લાગ્યો. ધરતી માતા, મેહુલા પિતા અને ચાંદા સૂરજ વીરાઓને સમરી પાન ફૂલ ચડાવ્યાં. પછી ઝાડની ડાળી પર જળાધારી બાંધી. દેવને અખંડ સ્નાન છો થતું, કહ્યું. અખંડ પૂજા ચાલી.

થતાં થતાં બાર બાર વર્ષનાં વહાણાં વાયાં. ત્યાં ઇન્દ્રસભામાં બેઠા મહાદેવજીને નવાઈ લાગી. સભામાંથી ઊઠયા, ઇન્દ્રલોક છોડી માનવલોક પર ઊતરી આવ્યા. પગમાં પાવડી. શરીરે વલ્કલ, જટાભાર છૂટો મૂકેલો. એક હાથમાં શંખ, બીજામાં ત્રિશૂળ. બસ નીકળી પડયા. જઈ પહોંચ્યા છેક જ્યાં પેલો રાજા પૂજા કરતો હતો ત્યાં. જઈ કહે, "હવે આ પૂજા બંધ કર." રાજાએ સાંભળ્યું અને કહ્યું, "મૂકો મારે માથે હાથ. માગીશ તે આપીશ એવું વચન આપો." મહાદેવજીએ વેણ આપી માથે હાથ મૂકયો. "જે જોઈએ તે માગ." કહ્યું. રાજાએ સંતાન માગ્યું. મહાદેવજીએ બીલીનું ફળ આપ્યું. એના બે ભાગ કરી રાજાને આપ્યા. જમણા હાથનો ભાગ સ્ત્રીને ખવડાવવા કહ્યું. તો દીકરો થશે. ડાબા હાથનો ખાય તો કન્યા થશે. રાજાને આનંદ આનંદ થયો. મહાદેવજીને પગે લાગી રાજા ત્યાંથી પાછો ફર્યો.

ઘેર જઈ રાજાએ રાણીને બધી વાત કરી. તો એ વળી કહેવા લાગી. "જાઓ જાઓ, આમ ફળ ખાઈ ને છોકરાં તે કાંઈ થતાં હશે?" ચીડમાં ને ચીડમાં એ ગઈ તુલસીકયારા પાસે. ફળના બંને ભાગ કયારામાં મૂકીને કહ્યું, "માવડી છોડાવ મને આમાંથી."

રાજા પાછો ફર્યો જાણી નગરીની નારીઓ અને પુરુષો રાજી થઈ રાજવાડે મળવા આવ્યાં. રાજા શું લાવ્યા પૂછવા લાગ્યાં. નગરની નારીઓએ રાણીને પૂછયું. રાણી કહે, "શું કહું બાઈ તમને? ફળ ખાઈને કાંઈ છોકરાં

થાય? રાજા એક બાલીના બે ટુકડા લાવ્યા છે." બહેનો કહે, "અમારે એ જોવા છે." રાણીએ કચારો બતાવીને કહ્યું. "જાઓ. પણે પડયા છે તે જુઓ." નારીઓ રાજી થઈ જોવા ગઈ. "એવું છે તો એક ટુકડો ખાજો તો ખરાં." તાણુ કરી રાણીને એક ટુકડો ખવડાવ્યો.

પછી તો રાણીને દી ચડયા. નવ માસ પૂરા થયા. ભાવા, અભાવ લાડકોડ પૂરા થયા. સગાં આવ્યાં, વહાલાં આવ્યાં. સૌ કોઈ રાજી થયાં.

રાણીને દીકરી આવી. છઠ્ઠીની પૂજા કરી. ગામમાં હાથી ફેરવી સાકર વહેંચી. બારણે શરણાઈ વાગી. સોહાગણો આવી. આંગણું લીંપી ગઈ. બારણે તોરણ બંધાણાં. ઢોલ વાગ્યાં. શરણાઈ વાગી. રાજાનો આનંદ મનમાં ના સમાય. સૌ કોઈને ભેટ-સોગાદ આપી રાજી કર્યાં.

બારમો દિવસ. બારમું કર્યું. કારીગરો અલંકાર ઘડાવી લાવ્યા. સોહાગણો આવી. ઘોડિયું બંધાવ્યું. રાણીનો મહેલ હીરા, મોતી, રત્ન, પરવાળાંનાં રમકડાંથી ઝળાહળાં થાય. મુહૂર્ત જોઈ રાજાએ બ્રાહ્મણ તેડાવ્યા. દરબાર ભર્યો. દીકરીનું નામ પાડો. બ્રાહ્મણોને કહ્યું. બ્રાહ્મણ પંચાંગ લઈ બેઠા. પોથી પુસ્તક વાંચવા લાગ્યા. પણ નામ કાંઈ જડે નહીં. હવે શું કરવું? કોઈને કાંઈ સૂઝે નહીં. ત્યાં તો ઇન્દ્રસભામાં મહાદેવજી પણ મૂંઝાયા. ત્યાંથી ઊઠયા. બ્રાહ્મણનો વેશ લઈ રાજાની સભામાં આવ્યા. જનોઈ પહેરી. પંચાંગ લીધું. મુહૂર્ત વેળ સાધીશ કહ્યું. ચાર પાન વાંચી કાઢયાં. પણ નામ કાંઈ જડે નહીં. મહાદેવજી અકળાયા. ત્યાં પાંચમું પાનું ખોલ્યું અને નામ કહ્યું. 'પાર્વતી' અને ત્યાં ને ત્યાં અંતર્ધાન પામ્યા.

આ બાજુ બારમું થયું. ચાંદા સૂરજ જડેલ ઘોડિયામાં કુંવરીને મૂકી. ઝોળી પહોળી કરી. નામ પાડયું. દીકરી મોટી થવા લાગી.

થતાં થતાં પાંચ વર્ષ થયાં. પાર્વતીએ રાજા પાસે રમકડાં માગ્યાં, સોનાની ઘંટી, રૂપાનો દાંડો, મોતીડે ગૂંથેલું સૂપડું રમવા આપ્યું. પાર્વતીએ રમકડાં ઘાઘરામાં ભરી લીધાં. ચોકમાં રમવા ગઈ. એની રમત ચાલી ચાલી તે બાર વર્ષ ચાલી. રાજાએ વિચાર્યું, કુંવરી હવે મોટી થઈ. હવે એને વરાવવી જોઈએ. મહેલમાં દરબારના સરદાર આવ્યા. માનકરી આવ્યા. નવખંડ પૃથ્વી પરથી લાયક વર શોધી કાઢજો કહ્યું. એ સાંભળી રમત મૂકી પાર્વતી ઊઠી રાજા પાસે જઈ કહેવા લાગી, "મારાં લગ્ન આમ ના થાય. મને એવો વર જોઈએ કે જે

જિંદગીભર જોડે રહે. મારો ચૂડો અખંડ રહે, હાલે નહીં કે ડોલે નહીં અને કોઈ દી મરે નહીં એવો ભરથાર શોધી લાવો."

રાજા સામે કોયડો પડચો. દુનિયાભરમાં આવો વર તે ક્યાંથી મળે? રાજા ખિજાઈને કહેવા લાગ્યા, "ખોટી જીદ કરીશ મા." પણ કુંવરીબાઈ એકનાં બે ના થાય. "રાજાનો મહેલ છોડીને જઈશ, પણ મારું એ ખરું." રાજાને આવ્યો ક્રોધ. પાર્વતી મહેલ છોડી ચાલી નીકળી.

જેવી રાણીને ખબર પડી કે પાછળ દોડી ગઈ. પાર્વતીને પાસે લીધી. "શું થયું?" પૂછતાં કુંવરીએ બધી વાત કરી. "વરીશ તો એવો વર વરીશ" કહ્યું. રાણી એને સોનીડાને ત્યાં લઈ ગઈ. જડાવના દાગીના ઘડાવ્યા. કુંવરીને પહેરાવ્યા. ભારે કપડાં લીધાં. ઘેર લાવી મહેલમાં લઈ ગઈ. સાજશૃંગાર કરી પાર્વતી અરીસામાં જોતી જોતી કહે, "મા એમાં મારું સાચું ઘરેણું ક્યાં? મને ઘરમાં રાખી અપશુકન કરીશ મા." માએ પૂછ્યું, "તારા મનમાં છે શું?" પાર્વતીએ કહ્યું, "પગમાં વળાં, હાથમાં ચૂડા, ગળામાં માળા ને કપાળે ચાંલ્લો આટલું મને દો, મરે નહીં એવો વર શોધી દો, નહીં તો આપણો આ છેલ્લો મેળાપ."

રાણી બિચારી શું કરે? શું બોલે? એમ ને એમ બેસી રહી. પછી પાર્વતીએ મહેલ છોડચો. ગામમાં હનુમાનજીના મંદિરમાં જઈને બેઠી. એ બાળબ્રહ્મચારીને પગે લાગી. એણે પૂછ્યું, "કેમ દીકરી આજે અહીં આવી?"

પાર્વતી કહે, "કહીશ દેવા. પણ મને વચન આપ." હનુમાનજીએ વચન આપ્યું. પાર્વતીએ માંડીને વાત કરી. આમનું આમ છે. "જનમનો ચૂડો, જીવતરની જોડ, હાલે નહીં, ડોલે નહીં, કોઈ દી મરે નહીં. એવો પતિ મને આપ."

બાળબ્રહ્મચારી બોલ્યા, "તું ઘેલી કેમ થાય છે? નવખંડ પૃથ્વી ખોળતાં પણ એવો વર ક્યાંથી મળે?"

પાર્વતી કહે, "જેને મરણ નથી એવો વર બતાવજો. નહીં તો કહીશ કે તમારામાં સત્ત્વ જ નથી."

ત્યારે હનુમાનજીએ કહ્યું, "સાંભળ. અંજની માએ ઋષિમુખ પર્વત પર તુલસીક્યારા પાસે બેસણું કર્યું છે. ત્યાં જા, તો તારી ઇચ્છા પૂરી થશે."

આ સાંભળી પાર્વતી ત્યાંથી નીકળી. ઋષિમુખ પર્વત પર ગઈ. ત્યાં અંજની-માતાને પગે લાગી. અંજનીમાતાએ એના આવવાનું કારણ પૂછ્યું, વરદાન

આપવાનું કબૂલ કર્યું, પાર્વતીએ પોતાના મનની વાત કરી. અંજનીમા કહે, "એવું કેમ બને? તું તો મને મૂંઝવે છે."

પાર્વતીએ પૂછ્યું, "મા, તમને શાની મૂંઝવણ થાય છે?" ત્યારે અંજનીમાએ કહ્યું, "નાનું બાળક મેં આડું સુવાડયું. એને પાણી પાવા ગઈ. ત્યાં તો બાળકે ચમત્કાર કર્યો. કૂદકો મારી વૃક્ષ પર બેસી ગયો. ત્યાંથી ડાળીએ ડાળીએ કૂદતો ક્યાં ને ક્યાં ચાલી ગયો. મને મળતો નથી. તેથી હું અહીં બેઠી તપ કરું. ત્યાં તું વળી બીજી આફત ક્યાંથી લાવી?"

ત્યારે પાર્વતી કહે, "તમારું સત્ત્વ ગયું એમ કબૂલ કરો ત્યારે." ત્યારે અંજની માએ કહ્યું, "ભરથાર ભરથાર શું કામ કરતી હશે? એનામાં કશું સુખ નથી. લાખમૂલનો જીવ નકામો જશે."

પણ પાર્વતી પોતાનું છોડે નહીં. જીવ જશે તો ઓછો. કહેવા લાગી. ત્યારે અંજની માતા નાઇલાજ થઈને બોલ્યાં, "આ ઓલ્યા વનમાં જા. ગાઢ જંગલમાં જગ્યા જોઈ વનગાયના છાણથી લીંપણ કર. સાત સોય એક ઉપર એક મૂક. છેલ્લી સોયની અણીએ જીભનું ટેરવું રાખી ઊંધે માથે લટકી તપ કર. તો તારા મનની ઇચ્છા પૂરી થશે."

"ઠીક." કહી પાર્વતી એ વનમાં ગઈ. એ ભયાનક વનમાં વનગાયના છાણથી જમીન લીંપી. સોય રચી અને સોયની અણીએ જીભનું ટેરવું મૂકી ઊંધે માથે લટકી તપ કરવા લાગી. દિવસ પછી દિવસ ઊગે ને આથમે. આજુબાજુ જંગલ વધ્યું. ઊધઈ લાગી. મોટાં મોટાં દર વધ્યાં. તેનાથી સૂર્યના રથના માર્ગમાં વિઘ્ન આવ્યું. એમ કેમ થયું? વિચારી સૂર્યદેવે ત્યાં રથ ઉતાર્યો. જ્યાં રથ જાય ત્યાં તપ આડું આવે. મા પાસે જઈ પૂછવા લાગ્યા. "આમ કેમ થાય?" ત્યારે માએ કહ્યું, "કોઈક તને જીતવા તપ કરે છે."

ત્યારે સૂર્યદેવે તેજીલો ઘોડો રથને જોડયો. પોતે જ રથ હાંકવા બેઠા. આકાશમાર્ગે રથ હંકાર્યો. તપોવનમાં ઊતર્યો. રથ જેમ નીચે ઊતરે તેમ તપ ધરતીમાં દબાતું જાય. જેવો રથ ધરતી પર ઊતર્યો કે તપ અંદર સમાઈ ગયું. હાથમાં કશું આવે નહીં. પછી સૂર્યદેવે રથ પાછો વાળ્યો. ઘેર જઈ માને વાત કરી. આમનું આમ થયું. તપ કાંઈ જડયું નહીં. ત્યારે માતા બોલી, "હું કહું એમ કર. રથ વચ્ચોવચ લે. ચોસઠ જવાળા અને બાવન કળા ત્યાં છોડી દે. એટલે તપ જ્યાં હશે ત્યાં બળી જશે." પછી તો સૂર્યદેવે માતાએ કહ્યું તેમ

કર્યું. પાષાણોની ઘાણી ફૂટી. તે જોઈ સૂર્યદેવ ઘેર પાછા ફર્યા. પણ માતાને તે ગમ્યું નહીં. શું થયું? પૂછવા લાગી. સૂર્યદેવે કહ્યું, "મારી જવાળાઓથી ઝાડપાન બળી ગયાં. પશુપક્ષી મરી ગયાં. મોટો ચમત્કાર થયો."

એ ઘડીએ તારાગણ ડોલ્યું. ભોળા શંકરનું આસન ડોલ્યું. એના મનને મૂંઝવણ થઈ. ઇન્દ્રસભામાં તેત્રીસ કોટી દેવોને તેડાવ્યા. માનવખંડના આ તપની શોધ કરવા કહ્યું. બધા દેવોએ પ્રતિજ્ઞા કરી. તેત્રીસ કરોડ દેવ માનવ-ખંડ પર ઊતરી આવ્યા. એમણે વિચાર કર્યો. હાથમાં કોદાળી લીધી. વનમાં ઊતરી પડયા. ઝાડ તોડયાં. ડાળાં તોડયાં. આગ લગાડી. ત્યાં ધુમાડાના ગોટેગોટા. ગૂંગળાઈ ગયા. ફજેત થયા. કશું દેખાય નહીં. કશું સમજાય નહીં. થાકયા, હાર્યા...ઇન્દ્રસભામાં પહોંચી ગયા. ભોળા શંકરને શરણે ગયા. જીવનદાન માગ્યું.

તે જોઈ શંકરના નંદિને હસવું આવ્યું. "આમ કેમ થાય?" એમ કહી એણે બીડું ઝડપ્યું. તપ શોધીશ ત્યારે જ પાછો ફરીશ એવો નિરધાર કર્યો. ઇન્દ્ર ઘર છોડી માનવખંડે ઊતર્યો. ભયાનક વનમાં ખૂબ ભટકયો. તાપ-તડકાથી થાકયો. કંઠ સુકાણો પણ તપ કયાંય જડે નહીં. પછી નંદિએ ભોળા શંકરનું શરણું લીધું. એટલે એને પેલું દર દેખાયું. નંદિએ વિચાર્યું કે દર ફોડી નાખું. મનમાં નક્કી કરી દર પાસે ગયો. દરને વેઢા લીધું. ડાબે પગે ખટકો દીધો. ડાબા શિંગડાનો ઘા કર્યો.

ત્યાં તો ચમત્કાર થયો. દરમાંથી અવાજ આવ્યો. પાર્વતી કહે, "નંદિ મહારાજ જરા ધીરજ રાખો. ક્રોધ દૂર કરો. આઘા ખસો. મારે એક વચન માગવું છે."

નંદિ કહે, "માગ માગ. ન હોય તો નિર્માણ કરીને આપીશ." ત્યારે પછી પાર્વતીએ કહ્યું, "ધન નહીં, દ્રવ્ય નહીં. મને જોઈએ અખંડ ચૂડો. હાલે નહીં, ડોલે નહીં – કોઈ દી મરે નહીં એવો પતિ મને આપો."

આ સાંભળી નંદિ મૂંઝાયો. "પાર્વતી, તને આવો પતિ કયાંથી મળે?" ત્યારે પાર્વતી કહે, "તો સત્ત્વ ગયું એમ કબૂલ કરો. ભરથાર માટે પ્રાણ છાંડીશ. પણ પાછી નહીં ફરું."

આ જોઈ નંદિ અકળાયો. આ પ્રકરણ જુદું જ લાગે છે! પછી નંદિએ

ડાબો ઘૂંટણ ટેકવી જમણું શિંગ દરને અડકાડયું. તે ઘડીએ પાર્વતીનું તપ ઊતર્યું. એ દરમાંથી બહાર આવી, નંદિ સાથે ઇન્દ્રસભામાં જઈ પહોંચી.

પાર્વતીનું રૂપ જોઈ તેત્રીસ કરોડ દેવની આંખો ફાટી. ઇન્દ્રસભા ડોલવા લાગી. ઇન્દ્રસભામાં નાચનારી રંભાઓ એની આગળ ફિક્કી પડી. દેવો કહેવા લાગ્યા, "પાર્વતી અમને જોઈએ."

નંદિએ મનમાં વિચાર કર્યો. પાર્વતીને કહ્યું, "વરમાળ લો અને બધા વચ્ચેથી મહાદેવજીને શોધી કાઢો." પાર્વતીએ શૃંગાર સજી લીધો. નવલાખ તારલાથી ભરેલો સાળુ પહેર્યો. ચંદ્રસૂરજનાં ઘરેણાં પહેર્યાં. રત્ન-માણેકની વરમાળા લીધી. એના સ્વયંવર મંડાયા. તેત્રીસ કરોડ દેવો વચ્ચેથી એ ચાલી. ભોળા શંકર એમાં ક્યાંયે દેખાય નહીં. હવે શું કરવું? એને સમજાય નહીં.

ત્યાં તો કશાનો પ્રકાશ દેખાયો. મહાદેવજી નાસતા દેખાયા. પાર્વતીએ જોયું, એમની પાછળ દોડી ગઈ. ઇન્દ્રસભા ચકિત થઈ. પાર્વતીએ પારખ કરી. મહાદેવજીના પગ પરનાં પદ્મ ઓળખ્યાં અને વરમાળા પહેરાવી દીધી.

બધે આનંદ આનંદ થયો. પાર્વતીનું પણ પૂરું થયું. વા સાથે વાતો ગઈ. રાજાએ હાથીઓ ફેરવી લહાણી કરી. "દીકરી હોજો તો આવી હોજો" કહેવા લાગ્યો. રાણીએ દીકરીને પાસે લીધી. વિદાય કરતાં આંખોમાં આંસુની રેલ આવી. રાજાનું મન ભરાઈ આવ્યું. શંકર-પાર્વતીની જોડી જગમાં શોભે.

અમારી કહાણી પૂરી થઈ. સફળ સંપૂર્ણ થઈ. ઇન્દ્રધરની વારતા કહી.